ના મહાન પુત્રો અને મિત્રોનાં જીવન ચરિત્ર—પુસ્તક ૧ લું.



મહાન દેશભક્ત

# દાદાભાઇ નવરોજજી.

## તેમનું ચરિત્ર, ભાષણો વિગેરે.

લેખક—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.
એલ. સી. પી. એન્ડ એસ.

—પ્રકાશક—

પાંડુરાવ જીવણલાલ દેશાઈ.
રીચીરોડ—અમદાવાદ.

૪ સપ્ટેમ્બર ૧૯૧૩.    આવૃત્તિ પહેલી, પ્રત ૨૫૦૦.



મૂલ્ય
કાચા પુઠાના ૩ આના.
પાકા પુઠાના ૪ આના.
પોસ્ટેજ જુદું.

શ્રી "સત્યપ્રકાશ" પ્રી. પ્રેસમાં
શા. પ્રેમચંદ નાહાલચંદ તથા ડાહ્યાભાઇ શંકરાભાઇએ છાપ્યું.
અમદાવાદ.



## ચરિત્રોનાં પુસ્તકોનું લવાજમ.

હિન્દુસ્તાન, બર્મા, સીલોન, માટે,

૧ વર્ગના પાકા પૂઠાના રૂ ૩-૦-૦ ત્રણ.

૨ કાચા પૂઠાના રૂ ૨-૦-૦ બે.

આફ્રિકાવાળા માટે આઠઆના વધારે પડશે. પોસ્ટ ખર્ચ માફ—વી. પી. ખર્ચ જુદું. લવાજમ અગાઉથીજ લેવાનો નિયમ છે. છુટક કિંમત દરેક પુસ્તકમાં લખેલી હોય છે. વધુ ખુલાસા માટે આગળ જુઓઃ—

## ચાલુ વર્ષમાં આપવા ધારેલાં પુસ્તકો.

પ્રથમ પુસ્તક. દાદાભાઈ નવરોજજી તૈયાર છે. મી. એમ. કે ગાંધી, ઓ. મી. ગોપાળકૃષ્ણ ગોખલે, ઓ. સુરેન્દ્રનાથ બેનરજી, ઓ. સર. પીરોજશાહ મહેતા, સ્વામી દયાનંદ સરસ્વતી, ન્યા. મૂ. મહાદેવ ગોવિંદરાનડે, સ્વામી રામતીર્થ એમ. એમ., સ્વામી. વિવેકાનંદ, સિસ્ટર નિવેદીતા, મિસિસ. બિસેન્ટ, કોન્ગ્રેસના પિતા એ. ઓ. હુમ વિગેરે.

બીજાં ચરિત્રો આવતે વર્ષે આપવામાં આવશે.

## આ ગ્રંથમાળામાં જાહેરખબર છાપવાના દર.

ચરિત્રાની દરવખતે ૨૫૦૦ નકલ કાઢવામાં આવે છે અને તેમાં લેવાની જાહેરખબરોના ભાવ સર્વેને સુગમ પડે તે માટે નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યા છે.

| | | એકપેજના | અર્ધપેજના | પાપેજના |
|---|---|---|---|---|
| એક પુસ્તકમાં | રૂ. | ૩—૦—૦ | ૧—૧૨—૦ | ૧—૦—૦ |
| ૬ પુસ્તકમાં | રૂ. | ૧૫—૦—૦ | ૯—૦—૦ | ૫—૦—૦ |
| ૧૨ પુસ્તકમાં | રૂ. | ૨૫—૦—૦ | ૧૫—૦—૦ | ૯—૦—૦ |

એક રૂપિયાથી ઓછી જાહેરખબર લેવામાં આવશે નહિ.

એકપેજ રોયયલ ૧૬ પેજના કદનું હોય છે–તેમાં પાયકા ટાઇપની ૨૪ લાઇન આવે છે. પૈસા અગાઉથીજ લેવાનો નિયમ છે. બાર પુસ્તકમાં જાહેરખબર આપનારા બેકકડે આપશે તો પણ ચાલશે.

આ ચરિત્રો સાથે હેન્ડબીલ વહેંચામણી રૂ. ૫) પડસે.

વ્યવસ્થાપક—પાંડુરાવ જીવણલાલ દેસાઇ

રીચીરોડ—અમદાવાદ.

# સચિત્ર ચરિત્રોની યોજના.

"હિંદના મહાન પુત્રો અને મિત્રોનાં ચરિત્ર" પ્રગટ કરવાની આ યોજના બહાર પાડતા પહેલાં તેના જન્મનો ઉદ્દેશ જણાવવો જરૂરનો છે. આજકાલ નાટકો, વાર્તાઓ, વિગેરે વિષયનાં સંખ્યાબંધ પુસ્તકો આપણી ગુર્જર ભાષામાં ભાષાંતરો અગર અનુવાદ રૂપે તેમજ કેટલાંક સાક્ષરોની સ્વતંત્ર કલમથી બહાર પડે છે પણ તે સર્વ કરતાં **જીવન ચરિત્રોનું વાંચન** જનસમાજની, દેશની, રાષ્ટ્રની ઉન્નતિ માટે વધારે જરૂરનું છે આ પ્રમાણે દુનિયાના દરેક સુધરેલા દેશની પ્રજાની માન્યતા છે અને તે સત્ય છે કારણ તેથી આપણી પૂર્વે થઈ ગયેલા મહાન પુરૂષોએ કરેલા મહાન કાર્યોનો અભ્યાસ કરી તેમનું અનુકરણ કરવાથી આપણે પણ તેમના જેવા મહાન ગણાવાને લાયક બનીયે છીયે અને મનુષ્યજન્મનું સાર્થક કરવા શકિતમાન થઇયે છીયે.

**અ. હિંદના મહાન પુત્રો સંબંધી** જણાવવાનું કે આ ગ્રંથમાળામાં હિંદના મહાન પુરૂષોનાં જીવન વૃતાંતો રજુ કરવામાં આવશે તે ઉપરાંત તેમનાં ભાષણો તથા લખાણોમાંથી ઘણા ઉતારા કરવામાં આવશે. આવાં પુસ્તકો માટે જાહેર પત્રોનો અભિપ્રાય છે કેઃ—

**"હિંદી ચારિત્રના સાહિત્યમાં આ અગત્યનો ઉમેરો છે અને તે ખરેખર આવકારદાયક છે"**

૪. હિંદના મિત્રો સંબંધમાં લખવાનું કે આ ગ્રંથમાળામાં જે પરદેશી મહાપુરૂષોએ હિંદના ભલા માટે અથાગ શ્રમ ઉઠાવ્યો છે તેવા મહાન મિત્રોનાં ચરિત્રો આપવામાં આવશે તે ઉપરાંત હિંદના કારભાર સંબંધી તેમનાં ભાષણો તથા લખાણોમાંથી ઘણા ઉતારા આપવામાં આવશે. આવાં પુસ્તકો માટે જાહેર પત્રોનો અભિપ્રાય છે કેઃ—

**"તે હિંદના ઐતિહાસિક અને રાજકીય સાહિત્યમાં એક આવકારદાયક ઉમેરો છે."**

અર્થાત આ ગ્રંથમાળા એવી રીતે પ્રગટ કરવામાં આવશે કે રાજકીય વિષયના અભ્યાસીઓને તે કાયમના ઉત્તમ વારસા સમાન થઇ પડશે.

**સાહિત્ય.** મદ્રાસવાળા જી. એ નાટીસનની કંપનીની લોકપ્રિય થઈ પડેલી હિંદના પુત્રો અને મિત્રોની (અંગ્રેજી ભાષામાં) ચરિત્રમાળા જેની દરેક પુસ્તકની ચાર ચાર આના કિમત રાખેલી છે; જેનાં હિન્દી તેમજ અંગ્રેજી વર્તમાન પત્રો તથા માસિકોએ ભારે વખાણ કરેલાં છે, જેની અસંખ્ય પ્રતોની અસંખ્ય આવૃત્તિઓ બહાર પડી ચુકી છે, તે અંગ્રેજી ભાષા જાણનારને ઘણાં ઉપયોગી થઇ પડ્યાં છે; પંરતુ અંગ્રેજી ભાષાથી અજ્ઞાન ગુજરાતી પ્રજાને તેનો લાભ મળી શકે તેમ ન હોવાથી તે પુસ્તકોનું ગુજરાતી ભાષાંતર સરળ ભાષામાં

છપાવી સસ્તી કિંમતે પ્રચાર કરવાની યોજના મેસર્સ નાટીસનની કંપની સાથે ગોઠવણ કરીને કરેલી, પણ તેનુંજ એકલું ભાષાંતર કરવાથી તો માત્ર બે ત્રણ ફોર્મ ૩૨-૪૮ પાનાનાં નાનાં પુસ્તકો થાય એમ ધારીને દરેક પુસ્તક ૬ ફોર્મ એટલે સો પાનાનું થાય એવા ઇરાદાથી તેમાં બીજાં પુસ્તકોના આધારે દરેક ચરિત્ર નાયકનાં ભાષણો તથા લખાણોનો સાર આપવામાં આવશે.

મૂલ્ય.

આ ગ્રંથમાળાનું દરેક પુસ્તક સો સો પાનાનું બહાર પાડવાની ગોઠવણ રાખેલી છે એટલે તેનાં એકજ સાઇઝનાં એક ઉત્તમ લાઇબ્રેરી બને શકે તેવાં પુસ્તકો સસ્તી કિમતે ગુર્જર પ્રજાને પૂરાં પાડવામાં આવશે અને તેવાં બાર માસનાં બાર પુસ્તકોનું લવાજમ પોસ્ટેજ સાથેજ કાચા પૂઠાના રૂ ૨) તથા પાકા પૂઠાના રૂ ૩) રાખવામાં આવ્યું છે. કાગલ ૪૦ રતલી ગ્લેજ તથા છપાઇ સાફ અને ટાઇપ પણ મોટા અને સુંદર આવશે-જેથી બાળ વૃદ્ધ સૌને વાંચવાં સરળ પડશે એમ સઘળી તજવીજ કરવામાં આવશે.

તુલના.

આથી જણાશે કે અંગ્રેજી આવૃત્તિ કરતાં ગુજરાતી આવૃત્તિની કિંમત પોસ્ટેજ બાદ જતાં ½ અડધીજ આવે છે જ્યારે બમણા કદનો વિચાર કરતાં તે ¼ ચોથા ભાગની જ રાખેલી છે એમ

ખાત્રી થશે. એટલે આશા છે કે દરેક ગુર્જર બંધુ આ યોજનાને અંતઃકરણપૂર્વક ઉત્તેજન આપશે અને પોતાનું તથા પોતાના મિત્રોનાં નામ તાકીદે ગ્રાહક તરીકે નોંધાવશે એટલે તેનું પ્રથમ પુસ્તક. દાદાભાઈ નવરોજજી વી. પી. થી. રવાના કરવામાં આવશે. જણાવવાની જરૂર નથી કે આવાં ઉપયોગી પુસ્તકો પાકા પૂઠાનાં હોયતો લાંબો વખત ચાલે.

**છબીઓ.** વળી અમારે આ સ્થળે ખાસ જણાવવાનું એ છે કે અમોએ આ ગ્રંથમાળાના મુખ પૃષ્ટપર દરેક ચરિત્રના નાયકની સુંદર છબી આપવાની પણ ખાસ ગોઠવણુ રાખેલી છે જેનો ખર્ચ એક ફોર્મ કરતાં પણ વધુ આવે છે એ પણ આના લવાજમનો વિચાર કરતી વખતે લક્ષ બહાર જવું ન જોઇએ એવી અમારી નમ્ર વિનંતી છે.

**સુચના.** ગ્રાહક થનારે પોતાનું નામ, ઠામ, સાફ અક્ષરે લખવું એટલે તેમને વી. પી. થી પુસ્તકો રવાના કરવામાં આવશે. મનીઓર્ડરથી લવાજમ મોકલનારે ટપાલના કુપનમાં ઝીણું ઝીણું ન લખતાં તે બાબતની સવીસ્તર હકીકતનો પત્ર જુદોજ લખવો જેથી વગર કારણે વિલંબ ન થાય. હિન્દુસ્તાન બહાર વી. પી. જઈ શકતાં નથી એ ખાસ ધ્યાનમાં રાખવું.

આવું ઉપયોગી વાંચન આટલું સસ્તું પૂરૂં પાડવાની શરૂ કરેલી યોજનાના સાહસને સફળ કરવા પરમકૃપાળુ મહાપિતા પ્રત્યે પ્રાર્થના છે.

## બહોળા પ્રસારનો માર્ગ.

—૦—

પુસ્તકોની કિમત વધારે રાખવાથી તેનો ઉઠાવ ઓછો થાય છે એટલે વ્યાપારી દ્દષ્ટિથી કાર્ય કરનારને પણ ધા-રવા જેવો લાભ થતો નથી ત્યારે સસ્તી કિમતે પુસ્તકો પ્રગટ કરવાથી તેનો બહોળા પ્રમાણમાં પ્રચાર થવાથી થોડે નફે મોટો વેપાર એ ન્યાયે પ્રકાશકને આખરે સારો લાભ થાય છે. અને તે સાથે આપણા દેશમાં કે જ્યાં માત્ર સેં-કડે ૬ ટકા જેટલાં માણસોજ લખી વાંચી જાણનાર મળે છે તેવી પ્રજામાં ઉત્તમ વાંચન ફેલાવવાથી આડકતરી રીતે તેઓ દેશસેવાનું ઉત્તમ કાર્ય બજાવવાને પણ ભાગ્યશાળી થાય છે.

**લાયબ્રેરીઓ.** વળી આ ચરિત્રોના વાંચનનો બહોળા પ્રચાર થવા માટે ગુજરાત કાઠિયાવાડનાં દરેક નાનાં મોટાં ગામ તેમજ શહેરની લાયબ્રેરીઓ એ આ ગ્રંથમાળાના ગ્રાહક થવું જોઇએ, તેમ થવાથી એક કરતાં વ-ધારે માણસોને તે પુસ્તકો વાંચવાનો લાભ મળશે. એમ તો નજ બને કે આટલા જુજ લવાજમમાં આવાં ઉત્તમ ચરિત્રો મેળવવાની ગોઠવણ તે સંસ્થાઓના માનવંત વ્યવસ્થાપકો કરી ન શકે. આશા છે કે આ સૂચનાનો સર્વાંશે લાભ લેવાથી અમારા દેશસેવાના ઉદ્દેશને પૂર્ણ પુષ્ટી મળશે.

**ઇનામ** વળી આજકાલ આપણી શાળાઓ, સ-માજો, કલબો વગેરે સંસ્થાઓ તરફથી

પ્રસંગોપાત પોતાના લાગતાં વળગતાં બાળકોને ઈનામ આપવાના મેળાવડા કરવામાં આવે છે તેવે પ્રસંગે આવાં ઉત્તમ પુસ્તકોનો ઉપયોગ કરવો, તેમજ સ્નેહી મિત્રોને શુભ અવસરે ભેટ આપવા માટે પણ આવાં પુસ્તકોનો ઉપયોગ કરવો એ પણ આ ગ્રંથમાળાના પ્રસાર માટે એક ઉત્તમ માર્ગ છે.

**સામાન્ય વર્ગને**

જે સામાન્ય વર્ગને માટે આ ચરિત્રોની યોજના કરતામાં આવી છે તેમને જણાવવું આવશ્યક છે કે જેમ શરીરના નિભાવને માટે અન્ન વસ્ત્રની જરૂર છે તેમ આત્માના—મનુષ્યત્વના નિભાવ—વિકાસ માટે પણ ઉત્તમ જ્ઞાનની આવશ્યકતા છે. માટે અન્ન વસ્ત્રમાં થોડી થોડી કરકસર કરીને પણ વાંચનની જોગવાઇ કરવી એ કર્તવ્ય છે, કારણ આપણામાં વચન છે કે '**ज्ञान विहीनं पशुभी समान**' જ્ઞાન વિનાનો મનુષ્ય પશું સમાન છે. અર્થાત જ્ઞાનવડે આત્માનો વિકાસ થાય તોજ માનવ જન્મનું સાર્થક કરવાનો યોગ સાધી શકાય; તે શિવાય અન્ય માર્ગજ નથી.

**મફત !**

જે જ્ઞાન તૃષાવાળા મનુષ્યો પૈસા ખરચીને પુસ્તકો મેળવવાને માટે અશક્ત હોય તેને માટે પણ એક માર્ગ છે તે એ કે તેઓએ આ ગ્રંથમાળાનાં પોતાને જેવાં પુસ્તકો મેળવવાની ઇચ્છા હોય તેવાં પુસ્તકોના દશ ગ્રાહકો કરી તેમનાં નામ, ઠામ

## મહાન દેશભક્ત

# દાદાભાઇ નવરોજજી.

જે મહા પુરૂષની જયન્તી અર્થે આપ સર્વે ઉત્સુક રહ્યા છો, તે દેશભકત દાદાભાઇ નવરોજજીનો જન્મ ઇ. સ. ૧૮૨૫ ના સપ્ટેંબરની ૪ થી તારીખે થયો હતો, એટલે આજે ઇશ્વિર કૃપાએ એમણે ૮૮ મું વર્ષ પુરૂં કરી ૮૯ મા વર્ષમાં પ્રવેશ કર્યો છે. ભારત વર્ષમાં આધુનિક કાળમાં જે નામાંકિત પુરૂષો ઉત્પન્ન થયા છે, તેમાં દાદા ભાઇ જેટલી પ્રસિદ્ધિ કોઈની થઈ નથી. પાછલાં ૬, ૭ વર્ષથી એમની વર્ષગાંઠનો ઉત્સવ જાહેર રીતે ન્હાનાં મ્હોટાં ઘણાં શહેરોમાં ઉજવવામાં આવે છે; આવું મ્હોટું માન રાજા મહારાજાઓ શિવાય બીજા કોઇને પ્રજાજનો તરફથી આપવામાં આવતું નથી. આ જમાનાના તો ઘણાજ થોડા માણસોએ દાદાભાઇને નજરે જોયા હશે; છતાં એમના એક નામના ઉચ્ચાર માત્રથી આખા હિંદુસ્તાનને ચારે ખુણે લોકો મુગ્ધ થઇ જાય છે. ઓનરેબલ મી. ગોખલે કહે છે કે “મી. દાદાભાઈ નવરોજજીએ નાતજાતના ભેદ વગર પોતાનાં લાખો સ્વદેશીઓનાં અંતઃકરણમાં એવી એક જગા મેળવી છે કે જેને માટે મનુષ્યોના ઉપર

રાજ કરનારાઓ પણ એમની અદેખાઇ કરે. જગતના જે મહાન ગુરૂઓ મનુષ્ય જાતિનાં વિચારો, આશાઓ અને જીવનોને ઉચ્ચ ભૂમિકાએ લઈ જઈ તેમનાં અંતઃકરણમાં જેવું સ્થાન પ્રાપ્ત કરે છે એવું સ્થાન દાદાભાઇએ હિન્દવાસીઓનાં અંતઃકરણમાં મેળવ્યું છે. કોઈ પણ દેશના, કોઈ પણ સમયના, સર્વોત્તમ અને સંપૂર્ણ સ્વદેશભકતની સરખામણીમાં દાદાભાઈ નવરોજજી જરા પણ ઉતરતા આવે એવા નથી."

પ્રિય વાંચકો ! એવા મહાત્માનું જીવન આપ બધા જેઓ માતૃભૂમિની ઉન્નતિ અને ચઢતી થાય એ જોવા સંપૂર્ણ કાળજીવાળાં છો તેમને ઘણુંજ બોધ લેવા લાયક થઈ પડશે એમ સમજી આજને પુણ્ય દિવસે આપની સમક્ષ યથાશકિત રજુ કરવાની મ્હને આજ્ઞા થઇ છે.

ઉપર કહ્યા પ્રમાણે આજથી ૮૮ વર્ષ ઉપર મુંબાઇ શહેરમાં પારસીઓના દસ્તુર કુટુંબમાં એમનો જન્મ થયો હતો. માત્ર ૪ વર્ષની ઉમ્મરે એમના પિતા ગુજરી ગયા. પણ એમની માએ એમને બહુજ કાળજીથી ઉછેર્યા. મુંબઇમાં તે વખતે જે સારામાં સારી કેળવણી મળી શકે તેવી એમની માએ અને મામાએ મળીને આપી. એલ્ફીન્સ્ટન કોલેજ જેને એમના વખતમાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયૂટ કહેતા, તેના એ વિદ્યાર્થી થયા. વિદ્યાર્થી તરીકે એ બહુ

હુશિયાર હતા, અને ઘણાં ઈનામો તથા સ્કોલરશીપો એમને મળી હતી. છેક ન્હાનપણથી એમને આંક અને હિસાબમાં બહુ રસ પડતો તેનું મ્હોટી ઉમ્મરે જે પરિણામ આવ્યું તે આખા બ્રિટીશ રાજ્યને લાભદાઈ નીવડયું છે. દાદાભાઈએ ઈ. સ. ૧૮૭૩ ની સાલથી આપણા દેશનો વેપાર, ખેતી, આવક, કર વગેરે અનેક ઉપયોગી બાબતો ઉપર કોઠાઓ તૈયાર કર્યા છે; અને હિન્દુસ્તાનના દુઃખનો જે 'કેસ' બ્રિટીશ પ્રજા, હિન્દના રાજકર્ત્તાઓ, અને કેળવાયલા પ્રજાજનો આગળ એમણે ચલાવ્યો તેનું સત્ય ઠસાવવામાં એ આંકડા ઘણાજ ઉપયોગી નિવડયા છે.

૨૦ વર્ષની ઉમ્મરે એમનું ભણતર પુરૂં થયું અને એમની બુદ્ધિ તથા વિદ્વતાથી એમના પ્રોફેસરો અને પરીક્ષકોનું ધ્યાન પણ એમની તરફ ખેંચાયું હતું. દાદાભાઇ કહે છે કે " મ્હારી કેળવણી તદન મફત મળતી. હાલની માફક તે વખતે ફી લેવાની હોત તો મ્હારી ગરીબ મા મ્હને ભણાવી શકત નહિ. આ બિના ઉપરથી હું મફત કેળવણીનો ચૂસ્ત હિમાયતી થયો છું અને અંતઃકરણ પૂર્વક એ સિદ્ધાંત સ્વીકારૂં છું કે દરેક બાળક ગમે તો તે ગરીબ મા બાપને પેટે જન્મ્યો હોય કે સોના રૂપાને ઘુઘરે રમતો હોય તો પણ જેટલી કેળવણી લેવાનું એનું

ગજુ હોય એટલી કેળવણી એને અવશ્ય મળવીજ જોઇએ”
એ કહે છે કે “ પહેલ વહેલો આત્મબોધ મ્હને હું લગભગ ૧૫ વર્ષની ઉમ્મરનો હતો ત્યારે મળેલો. એ બનાવ જાણે ગઇ કાલેજ ના બન્યો હોય એટલો મ્હારા મનમાં તાજો છે. રસ્તે એકાંતમાં ચાલતાં મ્હેં નિશ્ચય કર્યો કે ભુંડાળા શબ્દો મ્હારે કદી ના બોલવા. એ દિવસથી જેમ જેમ મ્હારી ઉમ્મર અને કેળવણી વધતી ગઈ તેમ તેમ મ્હેં ઘણા.નિશ્ચયો કર્યા છે અને મ્હારા માનવા પ્રમાણે હું કહી શકું કે મ્હેં એ વફાદારીથી પાળ્યા છે. ન્હાનપણમાં જમતા પહેલાં અમારે ત્યાં જરા દારૂ પીવાનો રિવાજ હતો. એક દિવસ ઘરમાં દારૂ નહિ હોવાથી પાડોશની દુકાને મ્હને મોકલ્યો. હું ત્યાં ગયો, અને ત્યાં જવાથી જે શરમ અને હલકાઇ મ્હારા મનને લાગી તે હું કદી નહિ ભુલું. બસ ! દારૂની દુકાને ત્યાર પછી આજ સુધીથાં કોઇ દિવસ હું ગયો નથી. ”

પ્રિય વાંચકો ! આપણને ઘણી વખત કહેવામાં આવે છે કે દેશ સુધારતા પહેલાં પ્રથમ ત્હમે સુધરો. એવી તરેહની શિખામણ ઘણી વખતે મ્હેંણાં મારવાની રીતે આપવામાં આવે છે એ ખરૂં પરંતુ એમાં સત્ય ઘણું છે. દેશની ઉન્નતિ ત્યારેજ થાય કે દેશનાં માણસોનાં ચારિત્ર શુદ્ધ હોય. અત્યારે જે જોઇને આપણા વિચારવંત પુરૂ-

થાને દુઃખ થાય છે તે એજ છે, કે દેશમાં ચારિત્રની ખામી છે. પોતાનું આખું જીવન જેમણે દેશસેવામાં ગાળ્યું એવા દાદાભાઇએ પ્રથમ પોતાના ચારિત્ર બંધારણમાં કેવી કાળજી રાખી હતી તે આ ઉપરથી જોઇ શકાય છે.

સારા ચારિત્ર (Character) બંધારણને માટે જે કુંચી દાદાભાઈના જીવન ઉપરથી નીકળે છે તે એ કે આપણે અંતરાત્માના આદેશ પ્રમાણે ચાલવું. Voice of Conscience અંતરનો અવાજ સાંભળવો અને એની વિરૂદ્ધ કદી જવું નહિ. એકાંત મળે ત્યારે મનનશીલ થવું. સદ્ અસદ્ વસ્તુનો વિવેક કરવો અને નિશ્ચયાત્મક બુદ્ધિવાળા થઇ સત્ ચરિત્ર પ્રાપ્ત કરવા દૃઢ આગ્રહ રાખવો.

આગળ દાદાભાઈ કહે છે કે "આ વખતે જે પુસ્તકોના વાચનથી મ્હારા ચારિત્રનાં જુદાં જુદાં લક્ષણો બંધાયાં અને મ્હારા ભવિષ્યના જીવન ઉપર અસર થઇ તે ફીરદો. સીના શાહનામાથી અને ઝોરોસ્ત્રીઅન એટલે પારસી ધર્મ પાળનારનાં કર્તવ્યો એ નામની એક ગુજરાતી ચોપડીથી. એમાં વિચાર, વાણી અને કર્મ શુદ્ધ રાખવાનો બોધ હતો પણ જે સાહિત્ય સાથે મારે વધારેમાં વધારે સંબંધ બંધાયો અને જેનાથી મને ઘણું સુખ પ્રાપ્ત થયું છે તે તો અલબત્ત ઈંગ્રેજી. 'વૉટ'ની 'મનનો સુધારો' Improvement of the miud એ નામની ચોપડીએ મારી ભાષા શૈલી અને

વિચાર પદ્ધતિ ગોઠવાવ્યાં; એક શબ્દથી ચાલે ત્યાં કદી બે ન વાપરવા- વિચાર અને શૈલી સ્પષ્ટ અને સરળ રાખવાં; એટલું હું એમાંથી શીખ્યો. ત્યારથી મ્હેં 'શિષ્ટ' અને 'અલંકારિક' શૈલીને નમસ્કાર કર્યા."

ઉપર બે બાબતો આવી. પુસ્તકોનાં વાંચન અને ભાષા શૈલી. હમણાં હમણાંનાં પહેલા કરતાં આપણામાં પુસ્તકો વાંચવાનો શોખ ધીમે ધીમે વધતો જાય છે પરંતુ હજી રાજકીય, આર્થિક, ઐતિહાસિક વગેરે ગ્રંથોનો પદ્ધતિસર અભ્યાસ થતો નથી. વિદ્યા વિલાસની ખાતર નહિ પણ જ્ઞાન વધારવું એ કર્તવ્ય છે અને દેશભકત થવાની લાયકાત મેળવવાને ચારિત્ર શુદ્ધ કર્યા પછી જ્ઞાનની વૃદ્ધિ સતત કરતા રહેવાની જરૂર છે એ આપણે બરાબર સમજવાની જરૂર છે.

વિદ્યાર્થી બંધુઓએ શાળાના અભ્યાસ ઉપરાંત Extra Reading રાખવું આવશ્યક છે.

બીજી બાબત શૈલીની કહી, આપનામાંથી જેમણે દાદાભાઇના લખાણો વાંચ્યાં હશે તેમને એમની ભાષાની સરળતા અને સહેલાઇ જણાયા વગર નહિ રહ્યાં હોય.

એ ઉપરથી આપણા ગુજરાતી લેખકોએ એટલો બોધ લેવાનો છે કે લોકોત્તર સાહિત્ય ઉત્પન્ન કરવાના આડંબરમાં તણાઇ સંસ્કૃતમય અઘરી ભાષા લખવામાં

મોટાઇ માનવાનો આ વખત નથી. અત્યારે જનસમૂહ અજ્ઞાનતામાં ડુબેલો છે એમને ઉન્નત કરવા માટે જે સાહિત્ય ગ્રંથો લખાય તે સહેલી, સરળ અને ઝટ સમજી શકાય એવી ભાષામાં લખવાની ખાસ જરૂર છે.

આગળ ચાલતાં એ કહે છે કે "જેમ જેમ કેળવણી વધતી ગઇ તેમ તેમ વિચારો ધીમે ધીમે જુદી જુદી દિશાઓમાં આગળ વધવા લાગ્યા. હું સમજ્યો કે હું જાતે ગરીબ હતો અને ગરીબોને પેસે ભણ્યો છું. જે કેળવણી મ્હેં લીધી છે અને એનાથી જે જે લાભ મ્હને થયા છે તે બધા પ્રતાપ લોકોના છે. તેથી હું લોકોનો ઋણી છું. મ્હારામાં જે જે કંઈ સારૂં છે, તે બધું એટલા માટે મ્હારે લોકોને બદલામાં આપવું જોઇએ. મ્હારી જાતને લોકસેવામાં મારે અર્પણ કરવી જોઇએ. આ વિચાર ચાલે છે એટલામાં 'ગુલામોનો વેપાર' એ નામનું કલાર્કસનનું પુસ્તક અને 'પરોપકારી હાવર્ડનું જીવન ચરિત્ર' મ્હારા વાંચવામાં આવ્યાં. જીવનરૂપી બાજીના પાસા નંખાયા. જેમ જેમ પ્રસંગો મળે તેમ તેમ લોકસેવા કરવી એજ મ્હારા જીવનની તૃષ્ણા થઈ રહી." ૨૦ વર્ષની ઉમરે એમનો અભ્યાસ પુરો થયો. ૨૦ થી ૩૦ વર્ષની ઉમરમાં એ એલ્ફીન્સ્ટન કોલેજના ગણિત શાસ્ત્રના અને Natural Philosophyના પ્રોફેસર નીમાયા. આ જગ્યા બહુ માન-

વંતી હતી. કારણ કે પ્રોફેસર જેવી જગા ઉપર નીમાનાર એ પહેલાજ હિન્દી હતા. એ જગાને માટે એ તદન લાયક નિવડયા હતા છતાં લાંબો વખત એ ત્યાં રહ્યા નહિ ૧૮૫૫–૫૬ માં એમણે એ જગાનું રાજીનામું આપ્યું, અને કામા અને કંપની નામની લંડનમાં નવી સ્થપાયેલી મોટી પારસી પેઢીના ભાગીદાર તરીકે એ ઇંગ્લંડ ઉપડયા.

— અભ્યાસ પુરો કર્યા પછીનાં ૧૦ વર્ષ એ મુંબઈમા રહ્યા તે વખતે વિદ્યાર્થી અવસ્થામાં કરેલા સંકલ્પો એ ભુલી ગયા નહિ. આપણા ઘણા વિદ્યાર્થીઓ કોલેજોમાં અભ્યાસ કરતા હોય છે ત્યારે દેશ સેવાના અનેક તરેહના તર્ક વિતર્કો એમના મનમાં પણ રમે છે. "કોંગ્રેસમાં જોડાંઉં, રાજકીય હિલચાલ જાગ્રત કરૂં, સંસાર સુધારાનું કામ મંદ પડયું છે તે તેજ કરૂ; લોકસમૂહ અજ્ઞાનતામાં ડુબ્યો છે તેમને જ્ઞાન આપવા શાળાઓ કાઢું અને પુસ્તકો લખું. કોઈ સારૂં માસિક કાઢું," વિગેરે મ્હારા અનેક વિદ્યાર્થી બન્ધુઓના સંકલ્પો હું જાણું છું. પણ બહુ શોકની વાત એ છે કે એ બધાએ સંકલ્પો ધંધામાં પડયા પછી કોણ જાણે કયાંએ ઉડી જાય છે! મહાત્મા કબીરની કહેવત પ્રમાણે "સંસારરૂપી ચકકીમાં પડયા પછી 'દોપટ ભીતર આયકે સાબીત રહ્યા ના કોઈ" એવું થઈ જાય છે. આપણા દાદાભાઇને એવું થયું નહિ. કોલેજના પ્રીન્સીપલર્ન

મદદથી એમણે વિદ્યાર્થીઓની એક સભા કહાડી એમાં સાહિત્ય અને વિજ્ઞાનના વિષયો ચર્ચવાના રાખ્યા, એનું નામ Student's literary and Scientific Society. એ સભા હજુ પણ ચાલુ છે. તે સાથે એક વિદ્યાર્થીઓનું માસિક પણ કહાડયું હતું. અને એ માસિકમાં દાદાભાઈ ઘણા લેખો લખતા. સભાની ગુજરાતી અને મરાઠી ભાષાની શાખાઓ પણ ખોલવામાં આવી અને એનું નામ 'જ્ઞાન પ્રસારક મંડળી' એવું રાખવામાં આવ્યું. મુંબઈમાં પહેલ વહેલી કન્યાશાળાઓ નીકળી તે દાદાભાઇને આભારી છે. એમં વિરૂદ્ધતા ઘણી નડી હતી. એમની સભામાં એક વખ- બેરામજી ગાંધી એ નામના એક સદગ્રહસ્થે સ્ત્રી કેળવણીન લાભ ઉપર એક જુસ્સાદાર નિબંધ વાંચ્યો. પ્રાં. પેટને ત વખતે પ્રમુખ સ્થાનેથી એ સભાના સભાસદોને સ્ત્રીકેળવ ણીના વિષયમાં જાતે મહેનત લેવાનો આગ્રહ કર્યો. પછી થી દાદાભાઇની આગેવાની નીચે ઘણા સભાસદોએ મુંબ શહેરના જુદા જુદા લતાઓમાં કન્યાશાળાના વર્ગો ઉઘાડર અને નવરાશને વખતે એ બધા જાતે છોકરીઓને ભણા વવા લાગ્યા. આ વર્ગો ધીમે ધીમે "સ્ટુડન્ટસ લીટરરી એન સાયન્ટીફીક સોસાઈટીની મરેઠી અને પારસી કન્યાશાળા ર નામથી પ્રસિદ્ધ થયા. મરાઠી શાળાઓ હજુ એજ સોસ ઈટીના નામથી ચાલે છે. અને પારસી શાળાઓ જરથે

સ્થીગર્લ્સ સ્કુલ એસોસીએશન ચલાવે છે આ રીતે દાદાભાઇ મુંબઇમાં સ્ત્રી કેળવણીના પ્રથમ આગેવાન હતા. ત્યાર પછી હમણાં હમણાં સ્ત્રીકેળવણી ઘણી આગળ વધી છે. અને ત્રીજા વર્ષથી હિંદુ સ્ત્રી મંડળનાં ઉત્સાહી પ્રમુખ સૌ. જમનાબાઈ સકકાઈ અને બીજાં સભાસદોએ આજ દિવસના માંગલિક પ્રભાતે દાદાભાઇના દર્શન અર્થે જાતે જવાનું અને મોટા પાયા ઉપર જે ઉત્સવ ઉજવવાનું મુંબઈમાં શરૂ કર્યું છે તે સ્ત્રીઓની ઉન્નતિ અર્થે એ મહા પુરૂષે જે પ્રયાસ કર્યા હતા તેનો યોગ્ય બદલો ગણી શકાય.

એમણે આ ઉપરાંત ધી બોમ્બે એસોસીએસન, ધી ફ્રામજી ઇન્સ્ટીટયુટ, ધી ઇરાની ફંડ, ધી પારસી જીમનેસીયમ. (અખાડો) વિધવા પુનર્લગ્ન સભા, (વીડો મેરેજ એસોસીએશન અને વિકટોરીયા આલબર્ટ મ્યુઝીઅમ એટલી સંસ્થાઓ સ્થાપવામાં આગેવાની પડતો ભાગ લીધો હતો. ૧૮૫૧ માં એમણે રાસ્ત ગોફ્તાર ( સત્યપ્રકાશ ) નામનું ગુજરાતી અઠવાડિક વર્તમાનપત્ર કહાડયું. તે પત્રમાં તે વખતે બહુ આગળ વધેલા અને ઉત્તમ વિચારોવાળા લેખ બહાર પડતા હતા. બે વર્ષ એના તંત્રી તરીખે એમણે સેવા બજાવી રાસ્ત ગોફ્તારમાં તે વખતે સંસારસુધારાના અને રાજકીય વિષયના બહુ જ વિદ્વતાવાળા લેખો લખાતા. જે પત્રને જન્મ આપનાર દાદાભાઈ જેવા

આગળ વધેલા રાજદ્વારી હતા તે પત્ર હજી પણ ચાલે છે પણ એના રાજકીય વિષયો હાલમાં ઘણા વખતથી બીલકુલ લોકપ્રીય રહ્યા નથી એ બહુ દીલગીરી ભરેલું છે. આ રીતે એમના પ્રવૃત્તિમય જીવનનો પ્રથમ ૧૦ વર્ષ જેટલો ભાગ સંપૂર્ણ લોકસેવામાં ગયો. અને એ સંબંધમાં દાદાભાઇ પોતે કહે છે કે ભૂતકાળના એ સમય ઉપર જ્યારે જ્યારે હું નજર કરૂં છું ત્યારે મ્હારૂં અંતઃકરણ આનંદથી પુલાય છે. જે લોકસેવા કરવાનું મ્હારૂં કર્તવ્ય હતું તે યથાવિધી બજાવાયું તે જોઇને મ્હને ઉંડો સંતોષ થાય છે. હા ! જુવાનીના મ્હારાએ દિવસો મને કેવા વ્હાલા લાગે છે. ”

* દાદાભાઈની રાજકીય પ્રવૃત્તિ વિલાયતમાં એમણે પગ મૂક્યો ત્યારથી શરૂ થઇ તે શરીરે અશક્ત થવાથી દાક્ટરોએ જ્યારે એમને તદ્દન આરામ લેવાનો આગ્રહ કર્યો ત્યાં સુધી સતત ચાલુ રહી છે એમનું છેલ્લું ,યાદગાર ભાષણ ફક્ત ૭ વર્ષ ઉપર કલકત્તા કૉંગ્રેસના પ્રમુખ તરીખે એ ત્રીજીવાર નીમાયા તે વખતે થએલું છે અને નિવૃત્તિ નિવાસમાં રહ્યા રહ્યા છેક હજી સુધીપણ એ આપણી રાજકીય સ્થીતિ ઉપર બારીક નજર રાખે છે. અગત્યના પ્રસંગોએ આટલી વૃદ્ધ વયે પણ જે ઉત્સાહપૂર્ણ કર્તવ્યના સંદેશાઓ એ આપણને મોકલે છે તેથી આપણા આગેવાનોમાં વિરલ

ધૈર્ય અને સાત્વિક બળનો સંચાર થાય છે. આપણને વારંવાર આશીર્વાદ આપવા એ હજી લાંબુ આયુષ્ય ભોગવો એવી આપણી પ્રજાઓનાં ભવિષ્ય ઘડનાર એ જગત્ પિતા પ્રત્યે સોત્કંઠ પ્રાર્થના છે!

બિલાયત ગયા પછી પ્રથમ જ એમનું ધ્યાન સીવીલસરવીસમાં હિંદ વાસીઓને નોકરીઓ મળવાની બાબત ઉપર ખેંચાયું ૧૮૫૫ માં સીવીલસરવીસમાં પસંદગીથી નોકરો લેવાનું જુનુ ધારણ રદ કરી ખુલ્લી રીતે પરીક્ષામાં ઉંચે નંબરે આવે તેમને સીવીલસરવીસમાં લેવાનું ધોરણ નક્કી થયું. એજ વર્ષે મી. વાડીઆ નામના એક ખાનદાન પારસીએ ઉમેદવારી કરી. પરીક્ષકોએ ઉમ્મરનો બાધ કહાડી એમને અટકાવ્યા. એ બાબત મી. વાડીયા અને પરીક્ષકો વચ્ચે ઘણો પત્ર વહેવાર થયો. મી. દાદાભાઇ નવરોજજી તે વખતે લંડનમાં હતા. જ્હોન બ્રાઇટની મદદથી એમણે વાડીઆનો પક્ષ લઈ બહુ લડઇ ચલાવી. અને વાડીઆની બાબત ઉમ્મરનો કાયદો ઢીલો કરવા સૂચના કરી. એમાં એ ફાવ્યા નહીઃ પણ આ ઉપરથી સીવીલસરવીસની પરીક્ષા ઇંગલન્ડ અને હિંદુસ્તાનમાં સાથે સાથે થાય એ બાબત એમણે હાથમાં લીધી, ઇંડીઆ કાઉન્સીલ સાથે પત્ર વ્હેવાર કરી ચાર સભાસદોને પક્ષમાં લીધા એમાંના એકે લખ્યુ કે આપણી સરકાર હિંદવાસીઓને

વચનો આપી આશામાં રાખીને પાળવાને વખતે તેજ વચનો તોડે છે. પણ કાઉન્સીલનો મોટો ભાગ એમના વિરૂદ્ધ રહ્યો. દાદાભાઇએ તેમ છતાં એ લડત છોડી નહીં ખંતીલા જાતી સ્વભાવને લઇને એ વિષય ચાલુ ને ચાલુ હિલચાલ કર્યા કરી. છેવટે ૧૮૯૩ માં ૩૮ વર્ષે હાઉસઓફ કોમન્સમાં હિંદુસ્તાન અને ઈંગ્લાન્ડ બંન્ને દેશોમાં સાથે સીવીલસરવીસની પરીક્ષા લેવી જોઈએ એવો ઠરાવ બહુ મતે એ કરાવી શકયા છતાં હજીસુધી એ ઠરાવનો હિંદુ-સ્તાનની સરકારે અમલ કર્યો નથી એ આપણાં કમ-ભાગ્ય છે. અને હાલમાં ઑ. મી. સુબારાવના પ્રયત્નથી નામદાર સરકારે જે પબ્લીક સરવીસ કમીશન બેસાડયું છે તેનું કંઇ શુભ અને ન્યાઈ પરીણામ આવે એવી આપણે આશા રાખીશું:—૧૮૫૫ માં ઈંગ્લન્ડ ગયા પછી એમના જાણવામાં આવ્યુ કે હિંદુસ્તાનના લોકો, એમનો રાજ વહીવટ વગેરે બાબતો સંબંધે ઇગ્લીશ લોકોમાં ઘણુંજ અજ્ઞાન પ્રસરેલુ છે. એમને લાગ્યું કે હિંદના રાજકર્તા તરીકે ઇંગ્રેજ લોકોની શી શી જવાબદારીઓ છે તેનું જો એ લોકોને જ્ઞાન આપવામાં આવે તો હિંન્દને ઘણો લાભ થાય. આ મુદ્દાથી સ્વર્ગસ્થ ડબ્લ્યુ. સી. બોનરજીની મદદથી એમણે લંડનમાં ઈન્ડીઅન સોસાઈટી નામની એક સંસ્થા સ્થાપી. એ સંસ્થાના સ્વરૂપમાં જાતજાતના ફેરફાર થયા

છતાં હજી ચાલે છે. પાછળથી એમણે ઇસ્ટ ઇંન્ડીઆ એસોસીએસન કાહાડી.

એમાં હિંન્દવાસીઓ અને હિન્દના શુભેચ્છકો સભાસદો થયા. રાજા મહારાજાઓ પાસેથી ઘણી સારી મદદ દાદાભાઈએ મેળવીને એ સંસ્થાની પૈસા સંબંધી સ્થીતિ સદ્ધર કરી આપી હતી. એ સભાના આશ્રયદાતાઓમાં મહારાજા ગાયકવાડ, હોલ્કર, સીંધીઆ અને કચ્છના રાવના નામો છે. શરૂઆતનાં વર્ષોમાં આ સભાએ હિન્દના અનેક રાજદ્વારી મહાન પ્રશ્નો સંબંધે બહુ વિદ્વતા પૂર્ણ અને આગળ વધેલા વિચારો ફેલાવવામાં બહુ ઉપયોગી કામ કર્યું છે. એ સભાના માસિકના તે વખતના અંકોમાં હિંદના રાજકીય અને આર્થિક પ્રશ્નો બાબત ઘણા લેખો જોવામાં આવે છે. ઘણા પેન્શનપર ગયેલા ગવર્નરો અને હિંદ તરફ ખરી લાગણીવાળા હિંદી અંગ્રેજ અમલદારો એની સભાઓમાં ભાષણો કરતા અને હિન્દનું હિત કેમ થાય તે બાબત ચર્ચા ચલાવતા. સ્વ. ડબલ્યુ. સી. બોનરજી અને આપણા ફીરોજશાહ મહેતાએ એમાં ભાષણો કરેલાં છે. દાદાભાઈએ ત્યાં ઘણા નિબંધો વાંચ્યા હતા. હિન્દનું રાજકીય શ્રેયકીયે માર્ગે છે તે દર્શાવવાના હેતુથી એમણે ગામેગામ મુસાફરીઓ કરી અને ઘણી સભાઓમાં ભાષણો કર્યા હતાં. ઘણાં વર્ત્તમાનપત્રો તથા માસિકોમાં

લેખો લખ્યા હતા અને બીજાઓ પાસે લખાવરાવી હિન્દ બાબત એ લોકોના મનમાં જે વિચિત્ર ભૂલભરેલા ખ્યાલો હતા તે દુર કરાવવાની ઘણી તજવીજ કરી હતી. આ ઉપરાંત હિંન્દના પ્રધાન સાથે પણ એમણે ઘણો પત્ર વ્યવહાર ચલાવ્યો હતો.

ઇ. સ્વી. ૧૮૬૨ માં કામાની પેઢીમાંથી છુટા થઇને એમણે પોતાની પેઢી કાઢી. ૧૮૬૬ માં એમની પેઢી ભાગી. પરંતુ વેપારમાં સત્ય તથા પ્રમાણિકપણાની જે શાખ એમણે મેળવી હતી તે આ વખતે એમને મદદરૂપ થઇ પડી. પોતાના બધા જ લહેણદારો આગળ વિના સંકોચે પોતાનો બધો હિસાબ જયારે એમણે રજુ કરી દીધો ત્યારે એ લોકોએ એમના ઉપર ઘણી જ લાગણી દર્શાવી અને ઉદારતાથી એમની સાથે વર્ત્યા. ઇંગ્લંડની બેંકનો ગવર્નર જે એમનો લહેણદાર હતો તેણે જાતે એમના ઉપર કાગળ લખીને એમની વખાણવા લાયક આત્મનિષ્ઠા બાબત એમને સાબાશી આપી. કેટલાક મિત્રો પાસેથી ઉછીતાં નાણાં મેળવીને તથા લ્હેણદારોની ઉદારતાને લીધે વેપાર સંબંધી મુશીબતોમાંથી એ છુટયા અને ઇ. સ્વી. ૧૮૬૮ માં એ મુંબઇ પાછા આવ્યા.

ઇંગ્લંડમાં રહીને જે હિંન્દની સેવાઓ એમણે કરી હતી તેની આ વખતે એટલી બધી કદર થઇ કે મુંબઇમાં

દરેક વર્ગના પ્રતિનીધીઓનો એક ગંજાવર મેલાવડો ફીરોઝશાહ મહેતાના કહેવાથી એમને જાહેર આવકાર આપવા માટે એકઠો મળ્યો. એ સભાએ એમને એક માનપત્ર એનાયત કર્યું. એમની છબી લેવડાવી તથા રૂપીઆ ભરેલી એક સુંદર કોથળી તેમને ભેટ કરી. દાદાભાઇએ ભેટમાં મળેલા રૂપીઆનો ઉપયોગ પોતાના ખાનગી કામ માટે બીલકુલ નહી કરતાં લોકહિતનાં કામોમાં કર્યો.

થોડાક વખત પછી દાદાભાઇ પાછા પાર્લામેન્ટની હિન્દુસ્થાનના મહેશુલ સંબંધી તપાસ રાખનારી કમીટી આગળ જુબાની આપવા વિલાયત ગયા. એ કમીટી ફૉસેટ કમીટીના નામથી ઓળખાય છે. એ કમીટી આગળ દાદાભાઇએ જે અગત્યની વાતો સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો તે એ હતી કે હિન્દ દેશ ઘણોજ ગરીબ છે. અને દેશના કરનું પ્રમાણ ઘણુ ભારે છે. આ વિષય ઉપર દાદાભાઇએ ખાસ અભ્યાસ કર્યો છે. અને નિવૃત્ત થતા સુધી એમણે એજ વિષય ઉપર ઘણાં ભાષણો કર્યા છે. અને ઘણા લેખો લખ્યા છે.

કમીટી આગળ જુબાની આપતાં જયારે એમણે જણાવ્યું કે હિન્દુસ્થાનના વતનીની સરેરાસ વાર્ષિક આવક માત્ર વીસ રૂપીઆ છે ત્યારે કમીટીના સભાસદોએ એ વાત હસી કાઢી, અને ઘણા હિન્દી અંગ્રેજી અમલદારોનો એમના

ઉપર ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો; એ વાત ઉપર પાછળથી સખત ચર્ચા ચાલી પણ દાદાભાઈ ડગ્યા નહિ. ૧૮૭૩ માં પુરાવા સાથે, દાખલા દલીલોથી, આંકડા આપીને એમણે "હિન્દની ગરીબાઈ" એ નામનું એક ચોપાનીયું બહાર પાડયું. સાત વર્ષ પછી એ ચોપાનીયાની નવી આવૃત્તિ "હિન્દની સ્થીતિ" એ નામથી તૈયાર કરી. કેટલાંક વર્ષો પછી હિન્દુસ્થાનના રાજ્યના મેહેસુલી અમલદાર સર. ઇ. બેરીંગ હવે જેઓ લૉર્ડ ક્રોમરના નામથી ઓળખાય છે તેઓએ સરકારી રીતે તપાસ કરીને જાહેર કર્યું કે હિન્દવાસીઓની માથા દીઠ સરેરાસ વાર્ષિક આવક માત્ર ૨૭ રૂપીઆ છે. એમના ને દાદાભાઇના આંકડામાં ઝાઝો ફેર ન રહેવાથી દાદાભાઇનાં આંકડા ખરા તરીખે હિન્દી સરકારે સ્વીકાર્યા એમ માનવામાં આપણને કંઈ હરકત નથી. દાદાભાઇએ ફૅાસેટ કમીટીનું ધ્યાન હિન્દના રાજ્ય વહીવટ માંની કેટલીક ખામીઓ બાબત દોર્યું હતું, તે નીચે પ્રમાણેઃ—

૧ રાજ વહીવટનું ઉડાઉ ખર્ચ.

૨ ઇંગ્લંડ તરફ ઘસડઈ જતું હિન્દનું અઢળક દ્રવ્ય.

૩ રાજ્ય વહીવટની મોટી નોકરીઓ આપવામાં હિન્દના વતનીઓ તરફ ચલાવવામાં આવતી ગેરવ્યાજબી વર્તણુંક.

ઇ. સ્વી. ૧૮૭૪ માં એ વડોદરા રાજ્યના દીવાન નીમાયાથી સ્વદેશ પધાર્યા. લગભગ બે વરસ વડોદરા

રાજ્યનો વહીવટ એમણે એવો સરસ રીતે ચલાવ્યો કે મહેસુલી અને ફોજદારી ખાતાનો સડો દૂર થયો અને રાજ્ય વ્યવસ્થા સુધરી.

વડોદરા રાજ્યના કામકાજ વખતે ત્યાંના પોલીટીકલ એજન્ટને અને એમને અણબનાવ થવાથી એ રાજીનામું આપી વડોદરેથી મુંબઈ ગયા. ત્યાં જઇને મ્યુનીસીપાલીટીના સભાસદ થયા. એ વખતે લૉર્ડ લીટનની પાછી હઠાવનારી રાજ્ય નીતિ ચાલતી હતી. એ દરમ્યાન થોડો વખત શાન્ત રહ્યા. વાઈસરોય બદલાતાં પાછા એ બહાર પડયા. મુંબઈ મ્યુનીસીપાલિટીમાં ફરી નીમાઇ ૧૮૮૫ સુધી એમાં બહુ ઉપયોગી કામ કર્યું. બીજા વર્ષમાં લૉર્ડરે એ એમને મુંબઈની ધારાસભાના સભાસદ નીમ્યા. પણ એ જગાપર લાંબો વખત ન રહેતાં બ્રીટીશ પાર્લામેન્ટના સભાસદ થવાની ઉમેદથી અને પોતાના સ્વદેશનો મુકરદમો લડવાને માટે એજ જગા ઉત્તમ લાગવાથી ઈ. સ્વી. ૧૮૮૫ માં એમણે ત્રીજી વખત વિલાયત જવાનો નિશ્ચય કર્યો. પણ વિલાયત જતાં પહેલાં ઈ. સ્વી. ૧૮૮૫ઃની મુંબઈની ૧ લી ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસની સ્થાપના કરવામાં તથા એને ફતેહ અપાવવામાં ઘણો શ્રમ લીધો.

વિલાયતમાં પહેલીવાર એમને ફત્તેહ ના મળી. બીજી વખતે એટલે ઇ. સ્વી. ૧૮૯૨ માં પાંચ વર્ષની ચાલુ મહે-

નત પછી લીબરલ પાર્ટીના એક સભાસદ તરીખે પ્રીન્સ બરી પરગણાના મત આપનારાઓએ પોતાના પ્રતિનીધી તરીખે એમને ચુંટી કહાડયા.

ઈ. સ્વી. ૧૮૮૭ ના જાન્યુઆરીમાં કોન્ગ્રેસની બીજી બેઠક કલકત્તે થઇ હતી એના પ્રમુખ તરીખે નીમાવવાથી વિલાયતથી એ પ્રસંગે ખાસ એમને આવવું પડયું હતું. બ્રીટીશ પાર્લામેન્ટમાં નીમાવવાનું અસાધારણ માન એમને મળ્યું, એથી આખા ભારતવર્ષે અમને અભિનંદન આપ્યું હતું. એમણે આમની સભામાં જે પહેલુંજ ભાષણ કર્યું તેની અસર ઘણી સારી થઈ હતી. હિન્દને લગતા વિષયોમાં પાર્લામેન્ટના સભાસદોને રસ લેતા કરવા માટે પણ એનને પાર્લામેન્ટમાં બહુ મહેનત પડી હતી. હિન્દના હિતસ્વી સર. ડબલ્યુ વેડનરબર્ન અને મદ્યનિષેધક સમાજના આગેવાન સ્વર્ગસ્થ મી. કેઇનની મદદથી એ "ઇન્ડીઅન પાર્લામેન્ટરી કમીટી" સ્થાપી શકયા. એ કમીટીએ ઘણા વર્ષ સુધી આપણા દેશની ઉપયોગી અને કીંમતી સેવા બજાવી છે.

૧૮૯૩ માં એમની મહેનતથી સીવીલ સર્વીસની પરીક્ષા હિન્દ અને વિલાયતમાં સાથે સાથે લેવરાવવાનો ઠરાવ એ કરાવી શકયા એ બાબત મ્હેં ઉપર જણાવેલી છે.

૧૮૯૩ માં કોન્ગ્રેસની ૯ મી બેઠક લાહોર મુકામે

થઇ. દાદાભાઇ બીજીવાર કેનગ્રેસના પ્રમુખ નીમાયા. એમની આ વખતની મુંબઇથી લાહોર સુધીની આખી મુસાફરીમાં એમને ઘણુ માન મળ્યું. પંજાબી યુવકોએ ગાડીના ઘોડા છોડી નાખી લાહોર સ્ટેશનથી તે કોન્ગ્રેસ છાવણી સુધી ને આખે રસ્તે દાદાભાઇનો જય જયકાર કરી મૂક્યો. એ વખતે એમની ઉમ્મર ૬૮ વર્ષની થઇ હતી અને પોતાના એકના એક પુત્રના મરણનો ઘા તાજો હતો છતાં સ્વદેશના મહાન ઉત્સવ પ્રસંગે પોતાનું અંગત દુઃખ એ વિસરી ગયા.

પાર્લામેન્ટની દાદાભાઈની ટુંક કારકીર્દીનું સૌથી વધારે ઉપયોગી ફળ એ થયું કે ઈ. સ્વી. ૧૮૯૬ માં હિન્દુસ્તાનના ખર્ચની તપાસ કરાવવા માટે વેલ્બી કમીશન નીમાયું. દાદાભાઈ નવરોજજી, સર વીલીયમ વેડરબર્ન તથા ડબ્લ્યુ એસ કેઇન એ કમીશનના મેમ્બરો હતા. દાદાભાઇએ પોતે એ કમીશનમાં ૧૮૯૭ માં જુબાની આપી હતી. અને જેજે હકીકત એમણે જુબાનીમાં જણાવેલી તે ઉપરથી હિન્દુસ્થાનના ગુંચવાડા ભરેલા રાજ્યદ્વારી તથા આર્થિક મહા પ્રશ્નોનું એમનું જ્ઞાન કેવું વિશાળ અને સંપૂર્ણ છે તે જણાઇ આવ્યું. વેલ્બી કમીશનમાં પોતે આપેલી જુબાનીનો સાર એ નીચે પ્રમાણે આપે છે.

“ હું માનું છું કે ૧૮૩૩ નો કાયદો, ૧૮૫૮ ના મહારાણીના ઢંઢેરામાંના અભય વચનોથી પાકો કરવામા

આવ્યો છે. એની રૂઇએ હિન્દવાસીઓને રાજ્યની મોટી નોકરીઓ ઉપર તથા એમાંથી થતી આવક ઉપર સંપૂર્ણ હક મળે છે, અને રાજ્યના ખર્ચ ઉપર અવાજ રજુ કરવાનો હક પણ પ્રાપ્ત થાય છે.

આ હક મળવાથી હિંદવાસીઓનું સુખ અને આબાદાનીની વૃદ્ધિ થશે. રાજ્ય કારભાર સુધરશે. બ્રિટીશ રાજ્ય તરફ લોકો વધારે વફાદાર થશે અને એથી પરિણામે બ્રિટીશ પ્રજાની સુખ સંપત્તિ વધશે.

હું નિશ્ચયપૂર્વક જણાવું છું કે ઉપરના સિદ્ધાન્તોનો રાજ્યના ખર્ચની વ્યવસ્થામાં અમલ થતો નથી. અને આપેલાં વચનો પાળવામાં નહિ આવવાથી દેશની ગરીબાઈ વધી છે અને અધોગતિ થઈ છે. હાલના રાજ્ય અમલની મુખ્ય ખામી એ છે કે એનાથી દેશનો ઘણો પૈસો નિરર્થક ઘસડાઈ જાય છે. રાજકીય બાબતનું જ્ઞાન લોકોમાં વધતું નથી અને તેથી એમની બુદ્ધિ ખીલતી નથી. મ્હેં દરેક જીલ્લાનું ઉત્પન્ન અને વપરાશ તારવીને દરેક માણસ માથાદીઠ શું ઉત્પન્ન કરે છે તે સિદ્ધ કર્યું છે. વેપારના આંકડાનો સાર કહાડયો છે અને કર લેવાનાં જે જે દ્વારો છે તે બધા માર્ગે કર લઇ લીધા પછી સરકારનું મહેસુલ કેટલું થોડું રહે છે તે સંબંધમાં કમીશનનું ધ્યાંન ખેંચી દેશની ગરીબાઇ કેટલી બધી છે તે બાબત પુરવાર કરી છે.

હું ખાત્રીથી માનું છું કે દેશની ગરીબાઇ અને અધોગતિ થવાનું મૂળ કારણ મ્હોટા પગારના યુરોપીયન ઓફીસરો તથા દેશના વહેપારમાં વપરાતી પરદેશી મુડી છે. આ ઉપરાંત બ્રિટીશ મહારાજ્યના લાભની સરહદની બહારની લડાઇઓનાં ભારે ખર્ચ એ પણ જબરૂં કારણ છે. મ્હારૂં કહેવું એ છે કે બ્રિટીશ લોકોની એવી ઇચ્છા છે કે હિન્દુસ્થાનનું રાજ્ય ન્યાય અને ધર્મિષ્ટપણાથી ચાલે; એથી હિંદુસ્તાનના ભોગે એકલા ઇંગ્લંડને લાભ નહિ થતાં ઇંગ્લંડ અને હિંદુસ્તાન બન્નેને સરખાજ લાભો થાય.

બ્રિટીશ રાજ્યથી હિંદુસ્તાનને જે જે લાભ થયા છે તેનો હું ઘણી ખુશીથી સ્વીકાર કરૂં છું. કાયદા, સલાહ શાન્તિ, કેળવણી, વર્તમાનપત્રોમાં લખવાની તથા જાહેર ભાષણોમાં બોલવાની છુટ વગેરે અમૂલ્ય લાભ બ્રિટીશ રાજ્યથી હિંદુસ્તાનને મળ્યા છે. પણ હું અંતઃકરણપૂર્વક માનું છું કે બ્રિટીશ સત્તા હિન્દ અને બ્રિટન બન્ને દેશોના લોકોને સરખી લાભદાઇ નીવડે એવા રસ્તા પકડવા જોઇએ."

* ઇ. સ. ૧૮૯૫ માં લીબરલ પાર્ટીને રાજીનામું આપવું પડયું અને નવા ઇલેકશનમાં કોન્ઝરવેટીવ પાર્ટી સત્તામાં આવી.

દાદાભાઇ આ વખત ચુંટણીમાં હાર્યા અને પાર્લીમેન્ટમાં બેઠક મેળવી શકયા નહિ. એમના હારવાથી આખો દેશ ટાઇમ્સ ઓફ ઇન્ડિયા સુદ્ધાં અત્યંત દિલગીર થયો. પરંતુ એ જાતે બિલકુલ શોકાતુર થયા નહોતા. એ પ્રસંગે "ઇન્ડીયા" પત્ર મારફતે એમણે પોતાના સ્વદેશીઓને જે સંદેશો મોકલ્યો હતો તેમાં લખ્યું છે કે "લગભગ ૫૦ વર્ષથી મ્હારી ખાનગી અને જાહેર જીંદગીમાં મ્હને તરેહવાર અનુભવો થયા છે. રાજકીય, સાંસારિક, કેળવણી ખાતાના, વહેપારી ખાતાના અને રાજ્યવહીવટના મ્હારા જુદી જુદી જાતના જીવનમાં મ્હને ફતેહ તેમજ નિષ્ફળતા ઘણી વખત પ્રાપ્ત થયાં છે. પણ હવે હું કહી શકું કે ફતેહથી હું કદી ફુલાઇ ગયો નથી, કે નિષ્ફળતાથી ગભરાયો નથી. એકજ નીતિને હું હમેશાં વળગી રહ્યો છું તે એ કે ધીરજ અને આગ્રહ રાખી મંડ્યા રહો. કોઈ પણ સારા કામમાં ફતેહ મળે કે ના મળે પણ એજ નીતિનો આશ્રય કરવો મને યોગ્ય લાગ્યો છે. જ્યાં સુધી મ્હારૂં શરીર સારૂં છે અને મ્હારી માતૃભૂમિની સેવા કરવાની તક મળે છે, ત્યાં સુધી હું એ ઉત્તમ કાર્યમાં મંડયો રહીશ. હિંદુસ્તાનના કલ્યાણમાં બ્રિટીશ રાજ્યનું કલ્યાણ રહેલું છે અને હિંદના લાભનો પ્રશ્ન તે

એકલા હિંદુસ્તાન કરતાં ઘણો વધારે વિશાળ છે. * * * હિંદુસ્તાનમાં ન્હાના પ્રકારનાં બળો ઉત્પન્ન થયાં છે અને હાલના બ્રિટીશ રાજ્યના વિદ્વાનો એ બળોને બ્રિટીશ સામ્રાજ્યના કલ્યાણ માટે, અને પ્રજાજનોનાં સુખ તથા સંતોષ ઉત્પન્ન કરવામાં ઉપયોગ કરે તો સારૂં. મ્હારા નમ્ર પ્રયાસ હમેશ માફક એજ દિશાએ જારી રહેશે અને મ્હારા સ્વદેશ બાંધવોને પણ મ્હારી આ હારથી નિરૂત્સાહી થવાનું કારણ નથી. ”

ઈ. સ. ૧૮૮૭ પછી દાદાભાઈએ ઇંગ્લાંડમાંજ વાસ કર્યો હતો અને પોતાના આગ્રહી સ્વભાવને વળગી રહી એમણે પોતાની જન્મભૂમિના કલ્યાણ માટે એ પરદેશ પોતાનું ઘર કર્યું હતું. ઇ. સ. ૧૮૯૬ માં એમણે લશ્કર તથા નૌકા સૈન્યમાં દાખલ થવાની પરીક્ષાઓમાં હિંદવાસીઓને બેસવા દેવામાં નથી આવતા તે બાબત પત્રવ્યવહાર ચલાવ્યો. અને જો કે એનું પરિણામ કંઈજ ન આવ્યું છતાં એ ઉપરથી દાદાભાઇ એટલું પુરવાર કરી શક્યા કે જે નિયમોને આધારે એ ખાતાની પરીક્ષાઓ ચલાવવામાં આવે છે, તે નિયમો ૧૮૫૮ તથા ૧૮૮૭ ના ઢંઢેરાની વિરૂદ્ધના છે.

૧૮૯૮ માં સર હેન્રી ફાઉલરની સોનાના ચલણ બાબત વિચાર કરવા મળેલી કમિટી આગળ એમણે બે વિ-

દ્ધતાવાળા લેખો રજુ કર્યા. ૧૯૦૫ માં આમસ્ટરડામમાં સોશીયલ ડીમોક્રેટ પક્ષની કોન્ગ્રેસ આગળ હિંદના પ્રતિનિધિ તરીકે એમણે એક ભાષણ કર્યું. એમાં હિંદુસ્તાનમાં ચાલતા ઇંગ્રેજી રાજ્યવહીવટની પદ્ધતિ વિરૂદ્ધ એક ઠરાવ એમણે રજુ કર્યો અને ઘણીજ અલૌકિક અસર ઉપજાવી. એ કોન્ગ્રેસમાંના એક જણે એમનું વર્ણન આપતાં જણાવ્યું હતું કે "મી. દાદાભાઇ નવરોજજી એમની ૮૦ વર્ષની ઉમ્મર છતાં કોન્ગ્રેસની આખી બેઠક દરમ્યાન જે મન અને શરીરનો જુસ્સો રાખી રહ્યા હતા તે જોઇ એમનાથી ૩૦ વર્ષે ન્હાની ઉમ્મરનાને પણ એમની અદેખાઇ આવે. એમનો અવાજ હૉલના એક છેડેથી બીજા છેડા સુધી ખુલ્લો સંભળાતો હતો અને મધુર રણકાર કરી રહ્યો હતો; પહેલેથી ઠેઠ સુધી એ બિલકુલ લથડયા નથી કે નરમ પડયા નથી. એમણે હિંદનો મુકરદમો શાંતપણે વિનયથી પણ તોડી ન શકાય એવી મજબુત દલીલોથી કોન્ગ્રેસ આગળ રજુ કર્યો હતો. ૧૯૦૨ માં એમણે "હિંદની ગરીબાઈ અને ઇંગ્રેજ પ્રજાને ન છાજતો હિંદનો રાજ્યવહીવટ" એ નામનું સુપ્રસિદ્ધ પુસ્તક પ્રગટ કર્યું. એમાં એમના અગત્યના પત્રો, વર્તમાનપત્રોમાં આપેલા લેખો, કમીશનો આગળ આપેલી જુબાનીઓ, હિન્દના અનેક અગત્યના સવાલો બાબત સરકારી ખાતાંઓ સાથે

ચલાવેલો પત્ર વહેવાર વગેરે બાબતો છે. પુસ્તકનું કદ ૬૭૦ પાનાનું છે અને જરા આખું વાંચી જવું ભારે લાગે એવું છે છતાં હું એ પુસ્તક દરેક ઇંગ્રેજી ભણેલા સજ્જ-નને વાંચી જવા આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું. એમાં હિંદના મહાન રાજકીય સવાલો વિશે વિદ્વતાભરેલું લખાણ છે. અને હિંદની આર્થિક હાલત વિશે તો એમાં વિગતોનો ભંડાર છે.

એ પુસ્તકમાં એમણે એક વાત વારંવાર આગ્રહથી રજુ કરી છે કે હિંદ દેશની અત્યંત ગરીબાઇ જે દિન-પ્રતિદિન વધતી જાય છે તેનું કારણ દર વર્ષે હિંદુસ્તાન-માંથી દેશાવર ખાતે ચડતા માલના સ્વરૂપમાં તથા બીજી રીતે ૪૫ કરોડ રૂપીઆ જેટલી ગંજાવર રકમ દેશને એક પાઇનો પણ બદલો મળ્યા વગર ચાલુ ઘસડાઇ જાય છે. બીજું હાલની રાજ્ય વ્યવસ્થા સારૂ ઘણે મ્હોટે ખર્ચે આખા દેશના મ્હડતા હોદ્દા યુરોપીયનોને આપેલા છે તેને બદલે એ હોદ્દાની નોકરી ઉપર દેશીઓને રાખી દેશનાં ધન પ્રાપ્ત કરવાનાં સાધનો દેશનાજ વતનીઓને ઉઘાડી આપવાં જોઇએ. વગેરે.

એમનાં ભાષણો અને લખાણોનું બીજું પુસ્તક મી. કંપની તરફથી બહાર પડેલું છે એ પણ પાનાનું અને મ્હોટું છે. હિંદની રાજકીય સેવા કર

વામાં જે મહાપુરૂષે પોતાનું આખું જીવન વ્યતિત કરેલું છે તેમના વિચારોનો અમૂલ્ય. સંગ્રહ દરેક રાજદ્વારી વિષયોનો અભ્યાસ કરનાર સ્વદેશપ્રેમી યુવકે આ પુસ્તકમાંથી કરવો ઘટે છે. માત્ર ન્યુસપેપર અને માસિકોના અભ્યાસથી રાજકીય સ્થિતિનું ઊંડું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. અને હવેના વખતમાં એ વિષયના ઊપલકીયા જ્ઞાનથી ચાલે એમ નથી. માટે આજના મહિમાવાન દિવસે દાદાભાઇના પુસ્તકોનો અભ્યાસ કરવા આપ સંકલ્પ કરશો એવી વિનંતિ કરવાની રજા લઉં છું.

દાદાભાઈનું દેશ સેવાનું છેલ્લું કાર્ય ઈ. સ. ૧૯૦૬ માં ૨૨ મી કલકત્તા ઈન્ડીઅન નેશનલ કોન્ગ્રેસના ત્રીજી વાર એ પ્રમુખ નીમાયા તે વખતે એમણે જે ભાષણ કર્યું તે છે.

એ ભાષણ માત્ર છ વર્ષ ઉપર થએલું હોવાથી આપમાંથી ઘણાખરાએ વાંચ્યું હશે છતાં આજના યાદગાર દિવસે એમાંથી થોડાક મુદ્દાઓનું પુનરાવલોકન કરવા લાયક છે. એ કહે છે કે "અંગ્રેજ રાજના વાવટા નીચે જ્યારથી આપણે આવ્યા ત્યારથી જ સ્વતંત્રતાનો હક તો આપણને જન્મથીજ મળ્યો છે. સ્વર્ગસ્થ મહારાણી વિકટોરિઆએ હિંદનાં શહેનશાહ બાનુનો ખિતાબ ધારણ કર્યો તે વખતે લૉર્ડ, લીટન ઉપર જે તાર મોકલ્યો હતો અને જે તાર પ્રજા તથા રાજાઓના એ દરબારમા લૉર્ડલીટને વાંચી સંભળા-

ર્યો હતો તેમાં લખ્યુ હતું કે "ઉંચામાં ઉંચાથી ન્હા-નામાં ન્હાના દરેક પ્રજા જનોને લાગવું જોઇએ કે અમારા રાજ્યમાં સ્વતંત્રતા, સમાનતા અને ન્યાય એ એમને મળેલા જ છે. અને એમનું સુખ વધારવું એમની આબાદા-નીમાં ઉમેરો કરવો અને એમનું કલ્યાણ થાય એ માર્ગે આગળ વધવું એ અમારા રાજ્યના હમેશના ઉદ્દેશ છે."

આ ઉપરથી ખુલ્લુ થાય છે કે આ આપણા સુખ વધારવા વગેરેના ઉદ્દેશ ફળીકુત થાય તેને અર્થે સ્વતંત્રતા સમાનના અને ન્યાયના સિદ્ધાંતોનો ઉપભોગ આપણે પ્રાપ્ત કરવો જોઈએ, એટલે બ્રીટીશ રાજ્યે બક્ષેલી આપણને આપણા ઉપર રાજ્ય કરવાની છુટ હોવી જોઇએ. × × × ×

ફરીથી વળી ૧૯૦૬ માં શાહનશાહ એડવર્ડે કરેલા ભાષણમાં જણાવેલું છે કે "એ મ્હારી અંતઃકરણની ઇચ્છા છે કે આ સંસ્થાનોમાં તેમજ બીજે સ્થળે જ્યાં જ્યાં મારા રાજ્યના મુલકો છે ત્યાં બધે સ્વતંત્ર સંસ્થા-ઓની બક્ષીસથી તે તે મુલકોની આબાદાની વધશે અને મહારાજ્ય તરફ વફાદારીમાં વધારો થશે."

વડા પ્રધાને શાહનશાહના ઉપરના શબ્દોને મજબુતી આપતાં વળી કહ્યું છે કે "અમે તેવો સારો રાજ્યવહીવટ

હોય છતાં લોકો પોતે પોતાની મેળે રાજ્ય કારભાર ચલાવે તેના જેવો તો એ કદી થઈ શકેજ નહિ.

જે પવિત્ર અભય વચનો મેં ઉપર વર્ણવ્યાં છે તે ઉપરથી આપણુને અપાએલાં વચનો આબરૂભેર પળાય એવો આગ્રહ કરવાનો આપણુને હક છે.

× × × જે રીતે યુનાઈટેડ કીંગડમના રાજ્ય કારભારમાંના દરેક ખાતાં દરેક નોકરીઓ અને દરેક ઉંચી વીગતો એ દેશના લોકોના હાથમાં છે તેજ રીતે આપણે પણ હિંદુસ્તાનમાં દરેક ખાતું, દરેક નોકરી અને દરેક વિગતની બાબતો હિંદવાસીઓના હાથમાં આવે એવો હક્ક કરવો જોઇએ × × × દેશની આર્થિક, નૈતિક, માનસિક, રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક અને દરેક સંભવીત પ્રગતિ તથા હિંદના લોકોના કલ્યાણને માટે આજ એક અગત્યનો ઈલાજ છે. × × × × આમાં આપણે કંઈ મહેરબાની કરવાનું કહેતા નથી. આપણે ફક્ત ન્યાય માગીએ છીએ. બ્રીટિશ શહેરીઓ તરીકેના આપણા હકોની વધારે વિગતોમાં નહિ ઉતરતાં એ આખો વિષય એક શબ્દમાં સમાવીશું- યુનાઈટેડ કીંગડમ તથા સંસ્થાનોના જેવું સેલ્ફ ગવર્નમેન્ટ અથવા સ્વ રાજ્ય.”

આ ભાષણમાં આ ઉપરાંત બીજી ઘણી બાબતો છે પણ આ પુસ્તકનું કદ વધી જવાના ભયથી વધારે લંબાણ

કરી આપને થકવી નાખવનો મારો બીલકુલ વિચાર થતો નથી. હું આશા રાખું છું કે પૂજ્ય દાદાભાઇના રાજકીય વિષયના મુખ્ય મુખ્ય મુદ્દાઓ હું આપની આગળ રજુ કરી શકયો છું. દાદાભાઈના આ ભાષણ પછી રાજકીય વાતાવરણમાં ઘણા બનાવો બની ગયા છે એ બધા કેહેવાનો અહીં પ્રસંગ નથી; છતાં માત્ર એક બાબત હું આ લેખ સમાપ્ત કરૂં તે પહેલાં આપને કહીશ. મહાત્મા દાદાભાઇએ પોતાનું આખું જીવન વફાદાર–દેશ ભક્તિમાં ગાળ્યું છે. છતાં લોર્ડ મોર્લીએ એમણે કહેલા સ્વરાજ્યના નિશાનને ચંદ્રમા લેવા માટે બાળક રડે છે તેના જેવું કહી નાખ્યું છે. ન્હોર વળી લોર્ડ ક્રયુએ એને સ્વપ્ન જેવું કહી લોર્ડ હારડીંજના સુપ્રસિદ્ધ સંદેશાનો જુદોજ અર્થ કર્યો છે. દાદાભાઇની ભાવનાઓનું મૂળ લીબરલ રાજ્યદ્વારીઓનાં વચનો છે. અને તેજ લીબરલ પાર્ટીના આવા જોખમદાર બે પ્રધાનો એવી સંભાળથી પોષાયલી ઉચ્ચ ભાવનાનું આમ હડહડતું અપમાન કરે એથી આપણને ઘણું લાગે છે. છતાં એ વિષે વધારે લખી આપનો વિશેશ વખત લેવો મ્હને હાલ ઠીક લાગતો નથી.

આ રીતે દાદાભાઈના જીવનની મુખ્ય બાબતો પુરી થાય છે. મી. ગોખલેના કહેવા પ્રમાણે એ દુનિયાના

મ્હાનમાં મહાન પુરૂષોમાંના એક છે. ૧૦ લાખ માણસે એમના જેવો એક માણસ મળી આવે.

મી. દાદાભાઈના જીવનનું માધુર્ય, પવિત્રતા, સાદાઈ, ઉચ્ચ સ્વદેશાભીમાન, ઉભરાઈ જતો પ્રેમ અને ઉચ્ચ આદર્શોનું અનુષ્ઠાન એ બધાનાં જેટલાં વખાણ કરીએ એટલાં થોડાં છે. પોતે કહે છે કે "જુવાનીના વખતે જે બી મ્હેં વાવેલાં તેનો ઘણો સારો બદલો મ્હને મળ્યો છે. મ્હારા દેશ બાંધવોનો મ્હારા ઉપરનો પ્રેમ અને પૂજ્યભાવ, એ એનો બદલો છે. મને એ લોકો 'ગ્રાન્ડ ઓલ્ડમેન' હિંદના દાદા કહે છે તેથી હું ખુશી થાઉ તો શું મીથ્યા અભીમાન ગણશો? ના. એમણે મ્હને બક્ષેલા એ ઇલ્કાબથી મ્હારા દેશ બાંધવોના અંતઃકરણ કેવાં લાગણીવાળાં, કૃતજ્ઞ, અને ઉદાર છે તે સમજી શકાય છે.

હું એને માટે લાયક હોઉં કે ના હોઉં તો પણ મ્હને એ નામ મળ્યું છે તે મ્હારા જીવનમાં મોટામાંમોટી બક્ષીસ હું ગણું છું. એક મિત્રે મ્હને એક વખત પૂછ્યું હતું કે ત્હમે આ જીવન ફરીથી જીવવાની મરજી કરો! મ્હેં જવાબ આપ્યો. હા. ખુશીથી બધી નિરાશાઓ અને કસોટીએ છતાં મ્હને ફરીથી જીવવું ગમે." પ્રિય વાંચકો! એમનાં છેલ્લાં વાકયો ઉપર જરા વિચાર કરો! ઘણાં માણસો મુખ્યત્વે કરીને સ્ત્રીઓને આપણે એવું બડબડતાં

સાંભળીએ છીએ કે "હે પ્રભુ ! મ્હને ફરીફરીને આ મન ખા દે ન આપીશ" અને દાદાભાઇ કહે છે કે નિરાશાઓ અને કસોટીઓ છતાં મ્હને ફરીથી જીવવું ગમે; એ બેમાં ફેર એટલોજ છે કે પેલાં એ જીવતરની વિરલતા, દિવ્યતા અને અદ્ભુતતા શી છે તે સમજ્યા વગર દુર્લભ મનુષ્ય-જીવન એળે ગુમાવ્યું છે. અને દાદાભાઇએ એનો સદ્ઉપ-યોગ કરી મનુષ્ય જીવનનું સાર્થક કર્યું છે. રૂષિ મહર્ષિ જેવા એ મહાપુરૂષે સંસારને કર્મક્ષેત્ર ગણી એમાં નિષ્કામ બુદ્ધિથી સાત્વિક કર્મો કર્યાં છે. હિન્દવાસીઓ ગમે એટલા પતિત થયા હશે છતાં દેશના દેવાંશી પુરૂષોના ગુણ ના પારખે એટલા અધમ થયા નથી. દરિયાની છોળોથી ભીજાતા વસાવાના એકાન્ત પવિત્ર સ્થાનમાં જ્યાં આગળ ભીષ્મ પિતા જેવા દાદાભાઈ રહે છે તે સ્થળને યુવકોએ યાત્રાનું સ્થળ બનાવ્યું છે. અને સેંકડો મનુષ્યો એમનાં દર્શન અર્થે ઘણીવાર જાય છે.

જે દેશ દાદાભાઇ જેવા પુરૂષો ઉત્પન્ન કરી શકે છે, તે દેશનું ભવિષ્ય કદી ખરાબ હોય જ નહિ.

---

÷ આ લેખમાંના મ્હોટા ભાગ ની વિગતો G.A. Nateson ના દાદાભાઇ નવરોઝજીના જીવનચરિત્ર તથા Writings and speeches of Dadabhai માંથી લીધી છે.

# ભાગ બીજો.

## દાદાભાઇનાં ભાષણો વિગેરે.

### પાર્લીમેન્ટમાં આપેલું પહેલું ભાષણ.

( ૯ મી ઓગસ્ટ ૧૮૯૨ ).

"આ સભા સમક્ષ મ્હારા દાખલ થયાની આટલી થોડી વારે ભાષણ કરવા ઉભા થવું એ કદાચ આપને ઉતાવળીયું અને અવિચારી લાગશે; પરન્તુ મ્હારે જરા ખાસ અગત્યને લીધે એમ કરવું પડે છે. એક ઇંગ્રેજી પરગણા તરફથી મ્હારી ચુંટણી થાય એ અસાધારણ બનાવ છે. ઇંગ્રેજ સરકારનું રાજ્ય સ્થાઈ થયે ૧૦૦ વર્ષ કરતાં એ વધારે વર્ષો થયાં, દરમીયાન એક હિન્દ વાસીને ઇંગ્રેજ પરગણા તરફથી આ સભામાં દાખલ કરવામાં આવ્યો, એ પહેલીજ વાર બન્યું છે. એ બનાવ મ્હેં કહ્યું તે પ્રમાણે હિન્દના ઇતિહાસમાં અસાધારણ છે. અને કહેવાની હિંમત ધરૂં છું કે બ્રીટન દેશના ઇતિહાસમાં પણ અસાધારણ છે. આ મહાન અને અદભુત બનાવના અવલોકન અર્થે મ્હારે બે શબ્દો કહેવા છે.

બ્રીટીશ રાજ્યના જાતિ સ્વભાવેજ, બ્રીટીશ પ્રજામાં રહેલા ન્યાય અને ઉદારતાના અંશોએજ પ્રેરાઈ, પ્રથમ-થીજ જ્યારે હિન્દુસ્તાનમાં રાજ્ય અમલનું ધોરણ નક્કી કરવામાં આવ્યું હતું ત્યારે બ્રીટીશ સ્વતંત્રતા અને ન્યાય પદ્ધતિ રાખવાની ઠરી હતી. કોઇ પણ જાતના સંકોચ વગર એ દેશમાં પાશ્ચાત કેળવણી, પાશ્ચાત સુધારો અને પાશ્ચાત રાજકીય સંસ્થાઓ દાખલ કરવાના પ્રયત્નો થયા હતા.

એને પરિણામે જે ઉમદા અને મહાન ઇંગ્રેજી ભાષા ત્યાંના જુવાન વર્ગે શીખવા માંડી, તેનીજ મદદથી જે જીવન પાછલાં ઘણાં સૈકાંઓથી સડવાની હાલતમાં પડયું હતું, તે રાજકીય જીવનની મહાન હીલચાલ–નવ જીવન-નો એ દેશમાં ઉદય થયો છે.

ત્હમારા રાજકર્ત્તાઓએ અમારી પ્રજાને જે જે હકો બ્રીટીશ પ્રજા ભોગવતી હતી તે બધાજ હકોની બક્ષિસ કરી. સાહેબ ! થોડાજ દિવસ ઉપર આપે રાજ્ય પાસેથી ઇંગ્રેજ લોકોના જે જે હક–તેમાં બોલવાની છુટ–જેને માટે ઇંગ્રેજ લોકોએ લડાઇઓ કરી લોહી રેડયાં હતાં તેની માગણી કરી હતી. એ બોલવાની છુટ અમને આપનાર ત્હમે છો. એના પ્રતાપેજ ત્હમારી પાસે ઉભા રહીને અમે સ્પષ્ટ અને ખુલ્લી ભાષામાં અમારી જે જે ઇચ્છાઓ હોય છે તે રજુ કરી શકીએ છીએ. એ હકોની નવાજેશ કરીને

આપે જે પરિણામ આણી મૂક્યું છે તે આ છે. આ સભામાં આપની પાસે ઉભો રહીને એક હિન્દી બ્રીટીશ સામ્રાજ્યની મહા સભા-પાર્લામેન્ટનો એક સભાસદ થઈને ખુલ્લી રીતે અને નિડરપણે એના વિચાર દર્શાવવાને શક્તિવાન થયો છે.

આ મહાન બનાવ જેનાથી આખો હિન્દુસ્તાન એક છેડેથી બીજે છેડે સુધી આનન્દિત થઈ ગયો છે તે મહાન બનાવની મહત્તા અને યશ આપનાં છે. નવું જીવન, હર્ષ અને આ વખતનો ઉલ્લાસ એ બધાં આપને પ્રતાપે છે.

બ્રીટીશ સંસ્થાઓના અંતર્ગત હેતુઓને લઈને અને ઇંગ્રેજ પ્રજાના સ્વભાવમાં રહેલી સ્વતંત્રતા અને ન્યાયની પ્રીતિને લીધે આ અદ્દભૂત પરિણામ આવ્યું છે. હું આખા હિન્દુસ્તાનની તરફથી બધા ઇંગ્રેજ લોકોનો ઉપકાર માનું છું. ત્હમેજ એક હિન્દીને એવી પદ્ધિ આપી છે કે જ્યાંથી આખા હિન્દના કોઈ પણ ભાગના દુઃખની બિના એ સ્વતંત્રપણે ઇંગ્રેજી ભાષામાં આપની આગળ દર્શાવી શકશે. એટલુંજ નથી, પણ મ્હને ખાત્રી છે કે હું તદન એકલો છતાં, અને મ્હારો એકજ 'વોટ' છતાં, જ્યારે જ્યારે હું હિન્દવાસીઓની કોઇ પણ અભિલાષા આપની પાસે રજુ કરૂં; અને જો પ્રમાણિકપણે, વ્યાજબી દલીલોથી, આપને સમજાવી શકું તો આ સભાના બન્ને પક્ષના સભાસદોની

મ્હોટી સંખ્યા મ્હને ટેકો આપશે; અને જે ન્યાયની હું માગણી કરૂં તે આપવા તૈયાર રહેશે.

આ શ્રદ્ધા હિન્દુસ્તાનના કેળવાયલા અને વિચારશીલ વર્ગમાં સર્વત્ર વ્યાપી રહી છે. એજ શ્રદ્ધાને બળે એકાદ પ્રકારનું દુઃખ દુર કરાવવાના પ્રયત્નો કરવામાં અમે દિન પ્રતિદિન ગભરાયા વગર મચ્યા રહીએ છીએ.

હાલમાં સભા આગળ જે પ્રશ્નની હું ચર્ચા કરૂં છું તે વ્યવહારૂ સ્વરૂપમાં વારંવાર આપની આગળ મુકવામાં આવશે અને તે વખતે મધ્ય ફીન્સબરીના ઇંગ્રેજી પરગણાના પ્રતિનિધિ તરીકે મ્હારા નમ્ર વિચાર હું આપને જણાવીશ. હમણાં મ્હારો વિચાર એમાં ઉંડા ઉતરવાનો નથી. મધ્ય ફીન્સબરીએ હિન્દના લાખો મનુષ્યોનો નિરંતરનો આભાર મેળવ્યો છે અને એક હિન્દીને પોતાનો પ્રતિનિધિ નીમીને બ્રીટીશ રાજ્યના ઇતિહાસમાં અમર કીર્તિ પ્રાપ્ત કરી છે. હિન્દુસ્તાન એનું નામ કદી નહિ ભૂલે.

આ બનાવથી હિન્દુસ્તાનમાં બ્રીટીશ રાજ્યને ઘણી મજબુતી મળી છે અને હિન્દુસ્તાનમાં આપ લોકો એક લાખ કે બે લાખ યુરોપીયન લશ્કર મોકલત તેનાથી હિન્દ આપના તરફ જે પ્રેમ કે વફાદારી રાખત તેના કરતાં ૧૦ ગણી વધારે આ બનાવથી રાખશે.

મી. ડબલ્યુ. ઈ. ગ્લેડસ્ટને જે નૈતિક બળ સંબંધે

વાત કરી તેજ નૈતિક બળરૂપી સુવર્ણની સાંકળથી બ્રીટીશ સત્તા હિન્દ ઉપર ટકી રહે છે. જ્યાં સુધી હિન્દ બ્રીટનની ન્યાય બુદ્ધિ અને મ્હોટાઇથી સંતોશ પામેલું રહેશે ત્યાં સુધી હિન્દુસ્તાનની શહેનશાહી ટકશે. અને મ્હને જરા પણ શંકા નથી કે જો અમે વિચાર કરીને જે જે ન્યાય માગવાના હશે તે માગીશું તો ઘણી વખત નિષ્ફળતા મળ્યા છતાં અને એકંદર પ્રગતિનો વેગ ધીમો રહેશે છતાં જો ધીરજ રાખીને મંડયા રહીશું તો તે ન્યાય અમને આખરે મળ્યા વગર રહેશેજ નહિ.

સાહેબ ! આ થોડા શબ્દો બોલવા દેવા માટે આપનો, અને મહેરબાની રાખીને મ્હારૂં કહેવું સાંભળવા માટે સભાનો હું ઉપકાર માનું છું. હું આશા રાખું છું કે જે હિન્દુસ્તાન બ્રીટીશ સામ્રાજ્યનો ૫/૬ મો ભાગ છે તે હિન્દુસ્તાન અને ઇંગલંડ વચ્ચેનો સંબંધ બન્ને દેશોને લાભદાયક નીવડે એ રીતે લાંબો કાળ ચાલે. પાર્લામેન્ટની આગળ હિન્દને લગતા—ખાસ કરીને રાજ્ય વ્યવસ્થાના અમુક પ્રશ્નો મ્હારે રજુ કરવાના આવશે તે વખતે મ્હારી ખાત્રી છે કે એના ઉપર આપ શુદ્ધબુદ્ધિથી વિચાર કરશો અને વ્યાજબી લાગે તો અમને સંતોષ થાય તેવી રીતે એનો નિર્ણય કરશો ”.



## દુકાળ માટે વિલાયતમાં ફંડ ઉઘરાવવાની મીટીંગમાં આપેલું ભાષણ.

૧૯૦૦ ના જુલાઇની ૧ લી તારીખે મેથોડીસ્ટ દેવળમાં હિન્દુસ્તાનમાં પડેલા દુકાળની મદદ માટે ઉઘરાણું કરવાની એક સભા મી. પીટર બ્રાઉટનના પ્રમુખપદ નીચે મળી હતી તે પ્રસંગે દાદાભાઈએ આ ભાષણ કર્યું હતું.

મી. દાદાભાઈ બોલવા ઉભા થયા કે તરત એમને તાળીઓના હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યા. એમણે કહ્યું:— "પ્રમુખ સાહેબ! ઇંગ્રેજી સન્નારીઓ અને સદગ્રહસ્થોના આવા મ્હોટા મેળાવડા સમક્ષ ભાષણ કરતાં મ્હને ઘણોજ હર્ષ થાય છે. આપ લોકો હિન્દીઓને જે કંઈ કહેવાનું હોય છે તે સાંભળવા ઉત્સુક રહો છો, એ જાણીને હમને ઘણો દિલાસો મળે છે. આપ સત્ય વાત જાણો તે ખાતર હું જરા હિંમતથી મ્હારૂં અંતઃકરણ આપની આગળ ખોલીશ. આજના મ્હારા ભાષણનો વિષય સાચી રીતે બોલાયલા નીચેના શબ્દો રાખીશ. "હિન્દુસ્તાનનું લોહી કહાડવુંજ જોઇએ." આ શબ્દો હિન્દુસ્તાનના પ્રધાન ખુદ લોર્ડ સોલ્સબરીના મુખમાંથી નીકળ્યા હતા. લોર્ડ સોલ્સબરીની વિરૂદ્ધ ફરીયાદ ઉઠાવવાની મતલબથી હું એ શબ્દો આપને કહી સંભળાવતો નથી. હું તો ઉલટો સત્ય

કહેવાને માટે એમને સાબાશી આપું છું. આ અગત્યના શબ્દોનો શો અર્થ થાય છે તે વાત આપના મનપર હું ઠસાવવા માગું છું. કોઇ પ્રજાનું લોહી કહાડવું એનો શો અર્થ તે આપણે જરા સ્પષ્ટતાથી સમજીએ. રાજ્ય ચલાવવાનું હોય ત્યારે લોકોએ કર આપવા પડે એ તો તદન વ્યાજબી છે. પણ લોકોના ઉપર કર નાખવા એ એક વાત છે ને એમનું લોહી કહાડવું એ બીજી વાત છે. ઇંગ્લંડમાં ત્હમે લોકો દર વર્ષે માથા દીઠ ૫૦ શીલિંગ કે એથી કંઇક વધારે રકમ કરમાં આપો છો. અને અમે હિન્દુસ્તાનમાં દરવર્ષે માથાદીઠ ફક્ત ત્રણ કે ચાર શીલીંગ કર આપીએ છીએ. આ ઉપરથી ત્હમે અનુમાન કરી શકો કે દુનિયામાં ઓછામાં ઓછો કર ભરનાર અમે હઈશું. પરન્તુ તેમ નથી. ત્હમારા કરતાં અમારા કરનો ભાર લગભગ ડબલ છે. આ દેશમાં ત્હમે જે કર ભરો છો તે રકમ કર ભરનારના હાથમાંથી સરકારના હાથમાં જાય છે. ત્યાંથી એ રૂપીયા પાછા જુદે જુદે રૂપે દેશમાં પાછા વળે છે. વ્હેપારને મદદ મળે છે ને લોકોએ કર ભર્યો છે તેનો લોકોને જ પાછો બદલો મળી રહે છે. ત્હમારી દોલતમાં ઘટાડો નથી થતો. કરમાં જે પૈસા ભરો છો તેની ફક્ત અદલાબદલી થાય છે. જે જે કંઈ તમે આપો છો તે બધું ત્હમને પાછું મળે છે. એમાં કંઈ ઘટાડો

થાય તો એટલું દેશના બળમાં ઘટે છે એમ ત્હમે ગણો છો. ધારો કે ત્હમે દરવર્ષે ૧૦ કરોડ પૌંડ સરકારમાં ભરો છો. સરકાર એ રકમ એવી રીતે ખર્ચે છે કે એમાંનો થોડો ભાગ ત્હમારા ઉપયોગ સારૂ ખર્ચાય છે ને બાકીનો ભાગ દેશની બહાર જાય છે. એમ બનતું હોય તો તમારૂં લોહી કહાડયું કેહેવાય. એટલે ત્હમારા જીવનનો થોડો ભાગ ચાલ્યો જાય છે એમ ગણાય. ૧૦ કરોડ પૌંડમાંથી ૮ કરોડ પૌંડ ત્હમને પગારોમાં, વ્હેપારમાં કે માલ તૈયાર કરો તે માર્ગે મળી રહે એમ ધારો. તો પણ બે કરોડ પૌંડ ત્હમે ખોયા. બીજે વર્ષે ત્હમને એટલી નબળાઇ લાગવાની અને એ પ્રમાણમાં દરવર્ષે ત્હમે નરમ અને નરમ પડતા જવાના. લોકોના ઉપર કર નાખવા ને લોકોનું લોહી કહાડવું એમાં આટલો ફેર છે. ધારો કે થોડા ફ્રેન્ચલોકો ત્હમારા ઉપર રાજ્ય કરતા હોય; અને ૧૦ કરોડ પૌંડ કર ખાતે એ લે, તેમાંથી ૧ કે બે કરોડ પૌંડ દરવર્ષે એ લઇ જાય તો ત્હમારૂ એ લોહી કહાડે છે એમ કહેવાય. તો ત્હમારી પ્રજા પોતાના જીવનનો કંઇક ભાગ ખુવે છે એમ સમજવું. હવે હિન્દુસ્તાનનું લોહી કેમ કડાય છે એ જુવો. મ્હેં ફ્રેન્ચલોકો ત્હમારા રાજકર્ત્તા છે એમ ધાર્યું. એજ પ્રમાણે હમારા હિન્દુસ્તાન ઉપર ત્હમારૂં રાજ્ય છે. અમારા કરોની અને અમારા ખર્ચની વ્યવસ્થા ત્હમે એવી

રીતે કરો છો કે જે કરના ૧૦ કરોડ પોંડ અમે ભરીએ છીએ તેનો પુરેપુરો બદલો અમને કદી મળી રેહેતો નથી. ફક્ત આઠ કરોડ વળે છે. ને બાકીના બે કરોડ દરવર્ષે ઘટયે જ જાય છે. જે દિવસથી ત્હમે હિન્દુસ્તાનની રાજ્ય વ્યવસ્થાની સત્તા મેળવી છે તે દિવસથી એટલે લગભગ ૧૫૦ વર્ષથી-ઈંગ્રેજ લોકો અને બીજા જે જે યૂરોપીયન લોકો એ દેશમાં ગયા તે બધાયે અમારી તરફ બહુ સખ્ત વર્ત્તણુંક ચલાવી છે. તે વખતની કોર્ટઓફ ડીરેક્ટર્સના થોડાક શબ્દો ઉતારીને હું આપને એ બતાવીશ.

"એ દેશની અંદર ચાલતા વ્હેપાર માર્ગેથી જે અઢળક દ્રવ્ય મેળવ્યું છે તે મેળવવામાં જેવી સખત વર્ત્તણુક ચલાવવામાં આવી છે તેવી કોઈ પણ દેશમાં કોઇ પણ કાળે જાણવામાં નહોતી."

એ દેશમાંથી અતિશય જથ્થામાં દોલત લઇ આવવાને માટે ઘણા જ સખ્ત ઈલાજો કામે લગાડવામાં આવ્યા હતા. ત્હમે હિન્દુસ્તાનનું રાજ્ય કેવા પ્રકારે પ્રાપ્ત કર્યું છે તે જાણો છો? સામાન્ય રીતે એમ કહેવાય છે કે ત્હમે તરવારથી એ જીત્યું છે ને તરવારથી રાખશો. જે લોકો એમ બોલતા હશે તે પોતાના કેહેવાનો અર્થજ સમજતા નથી. * * * * * * * * * * *

÷ ÷ ÷ ત્હમે હિન્દુસ્તાનનું રાજ્ય તરવારથી જીત્યું જ નથી. આ દોઢસો વર્ષથી જે લડઇઓ લડવામાં આવી

છે તેનું કરોડો ને અબજો રૂપીઆ ખર્ચ થયું છે. એમાંની એક પાઇ પણ ત્હમે આપી છે? ત્હમે એ બધું ખર્ચ હિન્દીઓ પાસેથી લીધું છે. આ મહાન્ બ્રીટીશ સામ્રાજ્ય ત્હમે અમારે ખર્ચે ગોઠવ્યું છે. અને એનો અમને શો બદલો મળ્યો છે તે આપ હવે સાંભળશો. હિન્દુસ્તાનમાં કોઇ પણ વખતે યુરોપીઅન લશ્કરની સંખ્યા પ્રમાણમાં નજીવીથી વધારે રહેલી નથી.

બળવા વખતે ફક્ત ૪૦,૦૦૦ માણસોનું લશ્કર ત્હમારૂ હતુ. તે વખતે બે લાખ દેશી લશ્કરના સીપાઈઓએ પોત્તાનું લોહી રેડીને ત્હમારી લડાઈઓ જીતી છે. અને ત્હમને આ સુંદર માહારાજ્ય અપાવ્યું છે. હિન્દુસ્તાનના જ ધનથી અને હિન્દુસ્તાનના જ લોહીથી આ સામ્રાજ્યની રચના થઇ છે અને આજ દિનસુધી ટકી છે. આ લ્હડાઇઓના લખલૂટ ખર્ચને પરિણામે અને વર્ષોવર્ષ અમારી પાસેથી જે કરોડો રૂપીઆ ત્હમે લઇ જાવ છો તેને લીધે હિન્દુસ્તાનનું ઘણું લોહી નીકળી ગયું છે અને તેથી તે છેક જ હાલહવાલ થઈ ગયું છે. હવે એવો વખત આવ્યો છે કે એ અતીશય લોહી વહી જવાથી મરી જશે, તો નવાઇ નથી.

એ દેશની દોલત નિરંતર ઘસડી જઇને ત્હમે એની આ દશા આણી છે. ત્હમારામાંથી ગમે તેને હું પુછું છું

કે દુનિયામાં વસતી કોઈપણ પ્રજા આવા સંજોગોમાં જીવી શકે એ સંભવિત છે? ત્હમારી પોતાની પ્રજાની વાત કરો. લાગલાગટ ઘણાં વર્ષો સુધી ત્હમારા જ ઉપર આવો થકવી નાખે એવો પ્રયોગ અજમાવવામાં આવ્યો હોય તો ત્હમે પોતે પણ હાલ જે દશામાં હિન્દુસ્તાન આવી પડયું છે તેવી જ દશામાં આવી પડો. આ દ્રવ્ય ઘસડાઇ જવાનું કેમ ચાલે છે તે હવે જોઇએ. લશ્કર અને મુલકી ખાતાના મ્હોટા અમલદારોની ઘણી જગાઓ ઉપર ત્હમે હિન્દુસ્તાનમાં યૂરોપીયન લોકો મૂકયા છે. ત્હમે અમારી પાસેથી ભારે કર લો છો પણ એની વ્યવસ્થા કરવામાં અમારો જરા પણ અવાજ નથી. અહીં બેઠેલામાંથી ગમે ત્હેને હું પછુ છુ કે ત્હમારે કોઇને ભારે કર ભરવાનો હોય ને રાજ્ય વ્યવસ્થામાં ત્હમારો કંઇ પણ અવાજ ના હોય તો ત્હમને સંતોષ વળે! હિન્દના રાજ્ય વહીવટમાં અમારો જરા પણ અવાજ નથી. દ્રવ્ય પ્રાપ્ત કરવાનાં ઘણાં સાધન હિન્દી સરકારના હાથમાં છે અને તે બધાંનો એ ધારે છે એ પ્રમાણે ઉપયોગ કરે છે. અમારે તો ફક્ત શરણે રહેવાનું છે ને લોહી કહડાવવાનું છે. હું આશા રાખું છું કે લોર્ડ સોલ્સબરીના બોલેલા શબ્દો જે મ્હેં આપને કહી બતાવ્યા તે બહુ અર્થસૂચક છે એ વાત હું આપની આગળ સ્પષ્ટ કરી શકયો છું. એ શબ્દો ખરેખરા

છે ને હિંદુસ્તાનને લાગુ કરવામાં તો તદ્દન બંધબેસ્તા છે. એજ સિદ્ધાન્ત ઉપર બ્રીટીશ રાજ્ય, ગયાં ૧૫૦ વર્ષથી ચલાવવામાં આવે છે. એનું પરિણામ શું આવ્યું છે? ફરીથી પણ હું લોર્ડ સોલ્સબરીનાજ શબ્દો કહી સંભળાવીશ. એ કેહે છે કે "જ્યારે હિન્દુસ્તાનનું લોહી કાહાડવાનું જ છે ત્યારે જ્યાં લોહી એકઠું થયેલું હોય તેવી જ જગાઓપર નસ્તર લગાવવું જોઇએ. અથવા જે ભાગ લોહીની તંગીથી નબળા પડેલા હોય ત્યાં નહીં લગાડતાં જ્યાં જોઈએ એટલું હોય તે ભાગમાંથી જ લોહી કહાડવું જોઇયે." લોર્ડસોલ્સબરીએ કહ્યું હતું કે હિન્દુસ્તાનની વસ્તીનો મ્હોટો ભાગ ખેડુત લોકોનો છે અને એ લોકો લોહી વગર નબળા પડેલા છે. આ શબ્દો એમણે ૨૫ વર્ષ ઉપર કહ્યા હતા. અને આ સૈકાથી તે લોહી વધારે ને વધારે ખેંચવામાં આવ્યું છે. પરિણામે એ લોકો લોહીવગર મરણ શૈયા પર પડયાં છે. શાથી? અમારાં દ્રવ્ય પ્રાપ્તિનાં સાધનોનો મ્હોટો ભાગ અને અમારી દોલત એ બન્ને સીદ્ધાં ખેંચાઇ જાય છે તે કદી પાછાં વળતાં નથી. લોહી કહાડવાનો પ્રયોગ તે આ છે. લૉર્ડ સોલ્સબરી એ પોતે કહ્યું છે કે "મેહેસુલનો આટલો ભાગ પરદેશ જાય છે ને તેનો સીધો બદલો મળતો નથી" આપનામાંના ગમે ત્હેને હું પુછું છું કે આ ત્રાસદાયક

દુકાળો ને મરકીઓનાં કારણો શું બહુ ગુહ્ય છે? બીજો કોઈ પણ દેશ જે જાતની ખરાબ રાજ્ય પદ્ધતિથી હિન્દુસ્તાનને થકવી નાખવામાં આવે છે તે રીતે થકવી નાખવામાં આવે તો હિન્દુસ્તાનથી અડધો વખત પણ ટકી શકે નહીં. જે હિન્દવાસીઓનું લોહી ત્હમારા લોકો ખેંચે છે તે હિન્દવાસીઓ હજી આટલા બધા વફાદાર રહ્યા છે એ નવાઇની વાત છે. હિન્દુઓમાં ઘણા જુના વખતની એ મનાધર્મ શાસ્ત્રમાં ફરમાવેલી એવી ફરજ ગણાય છે કે જે સત્તા આપણા ઉપર રાજ્ય કરતી હોય તેને વફાદાર રેહેવું. એ ભાવનાને એ લોકો વળગી રહ્યા છે અને ત્હમને એનો લાભ મળ્યો છે. એ વફાદારી ખરે ખરી છે પણ એ વફાદારી કદીજ નિષ્ફળ નહીં જાય અને હાલમાં છે તેવીને તેવી એ ચાલ્યાંજ કરશે એમ આશા રાખતા નહીં. બ્રીટીશ પ્રજાએ હવે જાગૃત થઇને વિચાર કરવો ઘટે છે કે હિન્દુસ્તાનમાં આપણે આપણું કર્ત્તવ્ય બજાવીએ છીએ કે નહીં. ત્હમારા રાજદ્વારી પુરૂષો એ એવી વાત ચલાવી છે કે હિન્દુસ્તાન નો રાજ્ય કારભાર હિન્દુસ્તાનના લાભ ને માટે ચલાવવામાં આવે છે. એવોનું કેહેવું એમ છે કે કરના પૈસામાંથી કંઇ પણ લાભ અમે લેતા નથી. પણ આવાત ભુલ ભરેલી છે. ખરી વાત એ છે કે હિન્દુસ્તાન નું રાજ્ય અત્યાર સુધી એવી રીતે ચલાવવામાં આવ્યું

છે કે લોકો દિન પ્રતિદિન ગરીબ થતા ચાલ્યા છે. હું આપને હવે એ પુછુ છું કે આવુંને આવું ચાલવા દેવું છે? ત્હમારા લાભની ખાતર અમારો નાશ કરવો એ શું જરૂરનું છે? આવું પરિણામ શું કુદરતી છે? આવું પરિણામ શું જરૂરનું છે? ના. ના.

જો જે રાજ્ય ચાલે છે તે ઇંગ્રેજ નામને છાજે એવું હોત અને ઇંગ્રેજ નામને ન છાજતું ના હોતતો ઈંગ્લંડને અત્યારે લાભ મળે છે તેના કરતાં ૧૦ ગણો લાભ વધારે મળતો હોત—( હર્ષનાદ )

અત્યારે જો ત્હમારા અમલદારો નુકશાન કારક રાજ પદ્ધતિ ચલાવ્યા કરવાના આગ્રહવાળા ના હોતતો ત્હમને જે લાભ હાલ થાય છે તેના કરતાં ઘણો વધારે થતો હોત. આથી ત્હમને કંઈક ફાયદો મળે છે પણ હમેતો માર્યા જઈએ છીએ. હું કહું છું કે બ્રીટીશ પ્રજાને એકવાત પુરેપુરી સમજવા દો કે અમારો નાશ કરીને છેવટે ત્હમે ત્હમારો નાશ કરશો. મી. બ્રાઈટ એ સમજતા હતા અને એમના એક ભાષણમાં એમણે કહ્યું હતું કે "હિન્દુસ્તાન સાથેના ત્હમારા સંબંધથી જે જે નફો ત્હમને મળતો હોય અથવા ત્હમારૂં પોતાનું જે જે કલ્યાણ કરાતું હોય તે બેલાશક કરો પણ યાદ રાખજો કે હિંદુસ્તાનનું કલ્યાણ કર્યા શિવાયને બીજે કોઈપણ રસ્તે ત્હમારૂ સારૂ થવાનું નથી."

હિન્દુસ્તાનનું ભલુ કરશો તો ત્હમારૂ પોતાનું પણ ભલુ

થશે. એમણે કહ્યું હતું કે ફાયદો બે રીતે મળે છે. લુંટવાથી કે વેપારથી. અને એ કહેતા કે હું વેપાર વધારે પસંદ કરૂં છું.

હવે ત્હમને શી રીતે ફાયદો થાય તે હું સમજાવીશ. હાલમાં દરવર્ષે ત્હમે આખી દુનિયાના જુદાજુદા ભાગમાં ત્રીસકરોડનો માલ નીકાસ કરો છો. ત્હમારા તાબાનો આદેશ ૩૦ કરોડ મનુષ્યોની વસ્તી ધરાવે છે એ ત્રીસે કરોડ, આફ્રીકાના જંગલી લોકો જેવા નથી; મનુષ્યો છે. આ હિન્દુસ્તાનમાં વેપાર તદન અબાધીત (free trade) અને પુરેપુરો ત્હમારા તાબાનો છે ત્યાં ત્હમે કેટલો માલ નિકાસ કરો છો ? દરવર્ષે માથાદીઠ ફકત ૧૮ આના જેટલો. દરવર્ષે ત્હમે જો માથાદીઠ રૂપીયા ૧૫ જેટલો સામાન ત્યાં મોકલી શકો તો ત્હમારા આખા વેપારનું બજાર હિન્દુસ્તાન બની રહે. જો આમ થતું હોય તો હિન્દુસ્તાનમાંથી ત્હમે પુષ્કળ દ્રવ્ય ખેંચી શકોને લોકોને પણ લાભ કરી શકો. હું એમ કહું છું કે બ્રીટીશ પ્રજા જો ઉંઘમાંથી નહીં ઉઠે તો હિન્દમાં જે માણસો મરે છે તેનું પાપ ત્હમારે શીર છે. એમનું લોહી ખુટવાથી એ મરે છે. એ લોહી ત્હમને મળવાથી ત્હમે થોડો વખત આબાદ થશો ખરા, પણ આ માઠી રાજ્ય વ્યવસ્થાને લીધે એક વખત એવો આવશે કે ત્હમારે એની શિક્ષા ભોગવવી પડશે. લોર્ડ સોલ્સબરીના ભાષણમાંથી મ્હેં જે આપને કહી સંભળાવ્યું તે હિન્દની સ્થીતિનો ખરો ખ્યાલ આપે છે. લોર્ડ સોલ્સ બરીની માફક

સંપુર્ણ રીતે ઇંગ્રેજ મુત્સદીઓએ આ કંઈ પેહેલીજવાર જાહેર કર્યું નથી. ગયા આખા સૈકામાં શુદ્ધ અંતઃકરણ વાળા ઘણા ઇંગ્રેજોએ અને રાજદ્વારી પુરૂષોએ પણ આજ પ્રમાણે વારંવાર એજ વાત કહી છે કે હિન્દુસ્તાનને નબળું પાડવાનું ને એનું ધન ઘસડી લઇ જવાનું ચાલે છે. અને છેવટે હિન્દુસ્તાને મરવુંજ જોઇયે.

અમારૂ દુઃખ આ નબળાઇને લીધે છે. વર્ષો વર્ષ જુદીજુદી રીતે થઇને અમારી દોલતમાંથી ત્રણકરોડ પોંડ એટલે૪૫ કરોડ રૂપીયા ત્હમે ખેંચી જાવ છો. હિન્દુસ્તાન ના રાજયનાં દ્રવ્ય પ્રાપ્તિનાં સાધન, એનોઅર્થ એટલોજ થાય છે કે સરકાર આપખૂદ છે અને લોકોના ઉપર એ ધારે એવા કર મૂકી શકે છે.

હવે જયારે અમે દુકાળ અને મરકીથી બે હાલ થઈ પડીએ છીએ ત્યારે આ ભયંકર આફતોમાંથી બચાવવાનું ખર્ચ ત્હમારી પાસે માગું એ બહુ છે ?

જે ભયકર વિપત્તિઓમાં અમે સપડાયા છીએ તેમાંથી ઉગારવાનું ખર્ચ કરવા ન્યાય દૃષ્ટિએ અને મનુષ્ય બંધુ પ્રત્યેના કર્ત્તવ્યથી ત્હમે બંધાયલા છો. લોર્ડ સોલ્સબરીનાંજ બીજાં સત્યવચનો કહીને હું મ્હારૂં બોલવું સમાપ્ત કરીશ “ અન્યાયથી મ્હોટામાં મ્હોટાઓની પણ પાયમાલી થઈ જાય છે. ” ( પુષ્કળ તાળીયો )

---

# હિન્દના દાદાનું સ્વદેશાગમન.

( દાદાભાઈ જ્યારે નિવૃત્તિ માટે વિલાયતથી છેલ્લી વારના સ્વદેશ પધાર્યા તે વખતે હર્ષઘેલું થયેલું મુંબઈ જોઇ રા. ખબરદારે નીચેનું કાવ્ય યોજ્યું હતું.)

[ તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૦૬ ]

## ( મિશ્ર હરિગીત. )

૧

આ દિવ્ય ગાન ગવાય ક્યાં? આ પુષ્પવૃષ્ટિ થાય ક્યાં ?
ધમધમ થતા ધુનમાં જતા
જનપદ અહો રેલાય ક્યાં ?
આ સ્મિત ગુંથ્યા સોહંત સ્નેહ સુહાગ ક્યાં ?
હેમંતમાંહિ વસંતના આ રાગ ક્યાં ?
શિદ ઉર જગવતી આ પ્રભા ? રસરંગ આ શા કારણે ?
રે આજ ભારતનો પનોતો પુત્ર આવે બારણે !

૨

ઓ, સ્નેહથાળી લાવજો ! મહિં પુણ્ય કંકુ દીપાવજો !
સુખ મીઠડું શોભિત રૂડું
અમૃત શ્રીફળ સોહાવજો !
મહિં અમરકીર્તિ કુસુમ વળી પમરાવજો !
મોંઘાં અલૌકિક મોતિડાં ય જમાવજો !

રે ધન્ય ભારતમાત આજે જાય પુત્ર વધાવવા !
આવો મધુર ગાતાં સહુ તમ વીર ધન્ય સજાવવા !

૩

વીરા ! પધારો બારણે ! ઊભાં સહુ તમ કારણેઃ
હસતે મુખે અમ સુખ દુઃખે
ધાઓ સદા અમ તારણે !
નથી કંઈ કીધું તમ અમૃતપદ સરખું કદીઃ
નથી કંઈ કીધું તમ દિવ્ય અંતરશું કદીઃ
પણ 'વીર દાદા છે અમારા,' એમ કહી ઉર પુલિયે !
વીરા ! પધારો બારણે ! તમ દર્શને દુઃખ ભુલિયે !

૪

પ્રિય દેશ કાજ ઝઝુમીને પરદેશમાં નિત્ય ધુમીને,
સેવા કરી કીધી ખરી
આભારી ભારત ભુમિને
નથી સુખ બીજું જાણ્યું તમે વીરા અરે !
નિત્ય દેશયજ્ઞે જીવનહોમ દીધો ખરે !
હા, એ મહાવ્રત તમ તપો નિશદિન અખંડ પ્રકાશમાં !
ઋષિરાજ ! એ તમ આત્મવત્ ગુંથો અમારા શ્વાસમાં !

૫

નહિ ભય કદી ધાર્યો ઉરે; વીરા ! વહ્યા ભક્તિ પૂરે,
અરિદળ વિશે રે દશ દિશે
કીધો વિજય એકલશુરે !

એ અભય વિભુતિ લગાડજો અમને વીરા !
એ ભક્તિ ગીતા શિખવજો અમને ધીરાં !
તમ મહાભાવતણી પ્રભા અમ હૃદયમાં કંઈ મુકજો,
અમ પ્રાણમાં ઋષિ વીર! એ તમ મહામંત્રજ ફુકજો !

૬

વીરા ! હસંતા આવજો ! સંદેશ મીઠા લાવજો !
શુચિ સાધુતા મધુ બંધુતા
અમ અંતરે પ્રકટાવજો !
ઘેરી ઘટામાં ઘટ ઘણા ગુંચવાય છેઃ
અમ યજ્ઞવેદી ઉંડા ભયે ઘેરાય છેઃ
ઓ વીર ! હ્હારે આવીને તમ પાંખમાં લ્યો પ્રેમથી,
અમ હૃદયમાં તમ બંધુ માળા પ્રોઈ દ્યો વર નેમથી !

૭

વીરા ! પધારો બારણે ! ઊભાં સહુ તમ કારણે !
ફુલ વેરતી હર્ષે અતિ
**આ જય ભારત** વારણે !
અધુરાં નમન અમ આત્મનાં સ્વીકારજો !
તમ ભાવ પૂર્ણ સુછત્ર અમપર ધારજો !
ઓ નાથ ! અંગીકારજો અમ પ્રાર્થના દિન રાતનીઃ
જુગ જુગ જીવો દાદા અહો ! જય જય શ્રીભારત માતની!

**અરદેશર ફ. ખબરદાર.**



બાવીસમી હીંદી પ્રજાકીય કૉનગ્રેસના પ્રમુખ
તરીકે તા. ૨૬ ડીસેંબર ૧૯૦૬ ના રોજ

## કલકત્તા ખાતે અપાયેલું

# ભાષણ.

---

"એક સરકારનો કારોબાર ગમે એવો સારો હોય તો પણ પોતે પોતા ઉપર અમલ ચલાવતી પ્રજાકીય સરકારની જગા કદી લઈ શકે નહિ."

(સર હેનરી કેમ્પબેલ બેનરમેન, સ્ટરલીંગ, ૨૩-૧૧-૧૯૦૫).

"પણ એટલું તો હું ભાર મેલીને જણાવીશ કે રાજદ્વારી નિયમો આપણી એક પ્રજા તરીકેની મોટાઇ, મજબુતી અને ઉમેદોના પાયા સરખા છે."

( મી. જોન મોરલી, કીંગ્સહોલ, હોરબન, ૪-૬-૧૯૦૧ ).

"પણ ગ્રહસ્થો ! ખુબ યાદ રાખજો કે આર્થીક બાબતોના સંબંધમાં ખોટી રીતે માથું મારવા સરખું તમો થવા દેશો તો તમારી પ્રજાકીય હસ્તીની જીંદગી, અંતઃકરણ બલકે તેના મુળ પાયાને ધોકો પુગાડવા સરખું તમો કરશો."

(ફ્રી ટ્રેડહોલ, મેનચેસ્ટર, ૧૯-૧૦-૧૯૦૩).

---

બાનુઓ અને ગ્રહસ્થો !

હીંદી પ્રજાકીય કોન્ગ્રેસના પ્રમુખ તરીકે ત્રીજી વાર મને ચુંટી કહાડીને તમોએ જે માન મને આપ્યું છે તે માટે હું દીલોજાનીથી તમારો આભાર માનું છું. હું આશા રાખું છું કે પ્રમુખ તરીકેની મારી ફરજ બજા લાવવામાં તમો મને દીલોજાનીથી મદદ અને ટેકો આપશો.

આ તકે મી. ડબલ્યુ. સી. બોનરજી, જસ્ટીસ બદરૂદ્દીન તૈયબજી, મી. આનંદમોહન બોઝ અને મી. વીર રાઘવાચાર્યના મરણથી આખા હિન્દને જે ભારે ખોટ ગઈ છે તે માટે ભારે ખેદની લાગણી પ્રદર્શિત કરવાની હું રજા લઉં છું.

હિન્દ આવવા ઉપડતી વેળાએ "યુનાઇટેડ આઈરીશ લીગની પાર્લામેન્ટ બ્રેન્ચ," "બેલફાસ્ટ મીટીંગ," "નોર્થ લેમ્બર્થ લીબરલ એન્ડ રેડીકલ કલબ" તથા "નેશનલ ડેમોક્રેટીક લીગ" તરફથી મને જે ઉત્સાહ પુર્વક દીલોજાની ભરેલો આવકાર દેવામાં આવ્યો તે માટે તેઓ સઘળાંનો હું ખરા જીગરથી આભાર માનું છું.

કોન્ગ્રેસ ઉમરે પહોંચ્યા પછીની તેની આ પહેલવહેલી બેઠક છે, તે જોતાં હિન્દીઓની હાલની સ્થિતિ કેવી છે અને તેમનું ભવિષ્ય કેવું ઘડવું જોઇએ તે વિશે સંભાળ પુર્વક વિચાર ચલાવેલો પ્રાસંગિક થઈ પડશે.

આ અગત્યની બાબત હાથ ધરતી વેળાએ ઢોળાયલા દુધ ઉપર ફરીને વિલાપ કરવાનો હું ઈરાદો રાખતો નથી. માત્ર ભવિષ્ય ઉપરજ નજર રાખીને હું આગળ વધવા માગું છું.

કોન્ગ્રેસની કારવાઈના નીચે પ્રમાણે બે વિભાગો પાડી શકાશે:—

પહેલો અને સર્વથી વધુ અગત્યનો ભાગ ભવિષ્યમાં હિન્દ ઉપરનો રાજકારોબાર ચલાવવાનાં ધોરણ માટેની રાજનીતિ અને નિયમો મુકરર કરવાના સવાલને લગતો છે.

બીજો ભાગ હાલના રાજવહીવટ પ્રમાણેના અમલ ઉપર બારીક નજર રાખવા અને જુદા જુદા ખાતાઓમાં જે સુધારાઓ અને ફેરફારો વખતો વખત અવશ્યના જણાય તે સુચવ્યા જવાનો છે; તે અહીં તક કે રાજકારોબારનું હાલનું ધોરણ મુળથી બદલી નાખી પહેલા ભાગમાં જણાવેલો આશય પાર પાડવાને બરના વાસ્તવિક નિયમો અને રાજનીતિ ઉપર તે રચવામાં આવે.

હું મારા ભાષણોમાં કોંગ્રેસે બજાવવાના એ કામોમાં પહેલા વિશેજ મુખ્ય કરીને બોલવા માગું છું, એટલે કે, ભવિ'યમાં હિંદનો રાજકારોબાર કેવી રાજનીતિ અને કેવા નિયમો ઉપર ચલાવવો જોઇએ તે વિશેજ હું બોલીશ.

બ્રીટીશ શહેનશાહતમાં હીંદીઓનો દરજ્જો કેવો છે? મારો પહેલો સવાલ એ છે કે તેઓ બ્રીટીશ શહેરીઓ છે

કે નહી ? હું કહું છું કે આપણે બ્રીટીશ શહેરીઓ છીએ અને બ્રીટીશ શહેરીઓના તમામ હકો ભોગવવાનો આપણો હક પહોંચે છે અને તે માટે આપણે દાવો ઉઠાવીએ છીએ.

આપણે બ્રીટીશ શહેરીઓ કેવી રીતે છીએ તે દરશાવનારાં ખરાં કારણો હું સરવેથી પહેલાં તમો હજુર ધરીશ.

---

## કારણ પહેલું—જન્મથી મળેલો હક.

---

આ હક આપણને જન્મથીજ મળ્યા જેવો છે કેમકે ઇંગ્લંડે હિંદ ભુમીના મુલકનો સર્વેથી પહેલો કબજો મેળવી તે ઉપર પોતાની સર્વોપરી સત્તા જાહેર કરી તે વેળાએજ આપણો એ હક તેણે સ્વીકાર્યો છે. તે વેળાના બ્રિટીશ રાજદ્વારીઓએ બ્રીટીશ રાજયબંધારણના મુળ પાયા અને ખાસીયતને અનુસરતીજ રીતે કામ લઇ ઠરાવ્યું હતું —, જે હરકોઇ ઇસમ ગમે તેવી રીતે પણ બ્રીટીશ ઝુંડાના આશ્રા હેઠળ આવી રહ્યા હોય તે “ઇંગ્લંડમાંજ જન્મેલા અને રહેતા ઇસમના જેવોજ છુટાપણું ભોગવતો બ્રીટીસ શહેરી છે.”

આપણા હાલના વડા પ્રધાનના નીચલા શબ્દોમાં મુળ પાયેથીજ તે વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે કે “છુટાપણું એ આપણી જીંદગીના દમ મીશાલનું છે * *

અમો છુટાપણાનો ઝુંડો ઉપાડી ઉભા છીએ. અને અમારી રાજનીતિ તે છુટાપણાની રાજનીતિ છે." આપણા હાલના હીંદી પ્રધાન મી. મોરલીના શબ્દો નીચે પ્રમાણે છેઃ—

"હા, ગ્રહસ્થો, અંગ્રેજો આજ પર્યંત હમેશાં વિચારતા આવ્યા છે તેમ "છુટાપણું" એ પવિત્ર શબ્દમાં માણસની છાતીને ઉત્તેજીત કરે એવી તેની રહડતામાં રહડની અભિલાષાઓનો સમાવેશ થાય છે. છુટા ગણાવા અથવા છુટાપણું ભોગવવાનો જન્મ સાથે જોડાયલો આ હક ઈંગ્લંડ સાથેના આપણા સંબંધની શરૂઆતથીજ એટલે જે દિવસથી બ્રીટીશ ઝુંડાના રક્ષણ તળે આપણે આવ્યા તે દિવસથીજ આપણને મળ્યો છે.

પોતાના તાબાના મુલક તરીકે મુંબઇના ટાપુનો પહેલવહેલો કબજો લેવામાં આવ્યો તે વેળાની સરકારે ઇસ્ટ ઇન્ડીયા કંપનીને આપેલી મુલકી હકોની આ પ્રથમ સનંદમાં નીચે પ્રમાણે જાહેર કર્યું છેઃ—

---

પહેલી ઇસ્ટ ઇન્ડીયા કંપનીને મુંબઇના ટાપુના સંબંધમાં તા૰ ૨૭ મી માર્ચ ૧૬૬૬ ની તારીખની આપેલી સનંદમાંનો ઉતારો.

---

"અને અત્રેથી જાહેર કરવામાં આવે છે કે મજકુર ટાપુમાં નામદાર શહેનશાહની રૈયત તરીકે વસ્તા સઘળા

આસામીઓ અને ટાપુ ઉપર જન્મેલાં તેમનાં બચ્ચાંઓ અને આલઓલાદો, ઇંગ્લંડમાંજ જન્મેલા અને વસ્તા લોકોના જેવુંજ છુટાપણું ભોગવવાને લાયકના અને તે નામદારની અસલ રૈયતના જેવાજ ગણાશે.

અને વળી એ પહેલી સનંદમાં બક્ષેલા તમામ હકો ભવિષ્યમાં બ્રીટીશ જુંડા હેઠળ આવતા મુલકોની તમામ રૈયતને એક સરખા બક્ષવામાં આવ્યા છે. આ પ્રમાણે છુટા ગણાવાનો, અને "ઇંગ્લંડમાંજ જન્મેલા અને વસતા અસલ બ્રીટીશ લોકોના જેવાજ સઘળા હકો ભોગવવાનો હીંદીઓનો દાવો ઇંગ્લંડ સાથેના પહેલવહેલા રાજદ્વારી જોડાણના સમયથીજ ખુલ્લી રીતે કબુલ રાખવા એમ જાહેર કરવામાં આવ્યું છે.

આજથી અઢી સદીની વાત ઉપર એટલે સત્તરમા સૈકામાં જે એવું જાહેરનામું કહાડવામાં આવ્યું હતું કે આપણે હીંદીઓ બ્રીટીશ ઝુંડાના રક્ષણ હેઠળ આવ્યાની સાથેજ છુટાપણું ભોગવતા શહેરીઓ થઈ ચુકયા છીએ. તેનો હવાલો તમને આપ્યા પછી હવે આ વીસમી સદીના બે આગેવાન રાજદ્વારીઓએ શું કહ્યું છે તેનો હવાલો હું તમને આપીશ. જયારે બુર લોકોને હરાવીને તાબે કરવામાં આવ્યા અને તેઓ બ્રીટીશ ઝુંડાના રક્ષણ તળે આવ્યા ત્યારે હાલના વડા પ્રધાને તા. ૧૪ મી જુન ૧૯૦૧ ના રોજ નીચે પ્રમાણે કહ્યું હતું:—

" આ લોકો જેમની સાથે આપણને કામ લેવાનું છે તેઓ હવે પછી આપણા ભાઇબંધ શહેરીઓ થવાના છે એટલુંજ નહિ પણ અત્યારથીજ તેઓ આપણા ભાઈ બંધ શહેરીઓ થઈ ચુકયા છે."

તેજ પ્રસંગ ઉપર બોલતાં સર વીલીયમ હારકોરટે જણાવ્યું હતું કેઃ—" તમારા ભાઇબંધ શહેરીઓ સાથે તમે જે રીતે કામ લેવા માગો છો તે આ છે."

આ ઉપરથી તમો જોશો કે જે પળથી એક પ્રજા બ્રીટીશ ઝુંડા તળે આવે છે તે પળથીજ તે " છુટાપણું ભોગવતી" અને બ્રીટીશોના "ભાઇબંધ શહેરીઓ" જેવી બને છે. આપણા હીંદીઓ જે પળથી બ્રીટીશ ઝુંડાના રક્ષણ તળે આવ્યા તે પળથી " ઇંગ્લંડમાં જન્મેલા અને ઉધરેલા " બ્રીટીશ શહેરીના જેવાજ છુટાપણુ ભોગવતા બ્રીટીશ શહેરીઓ ઠરી ચુકયા છે, અને તે હક જન્મથીજ આપણી સાથે જોડાયલો રહ્યા છે.

બુર લડાઇ પાછળ ઈંગ્લંડને વીશ કરોડ પાંઉડનો ખર્ચ બેઠો હતો અને તેના વીસ હજાર માણસો માર્યા જવા ઉંપરાંત વીસ હજાર જખમી થયા હતા. બીજા હાથ ઉપર હિંદ માટે કાંઈ પણ ખર્ચ બેઠા વિના તેના કબજાથી બ્રીટન સામું મોતબર થયું છે—જ્યારે તેનો કબજો મેળવવામાં જે લોહી રેડાયું હતું તે મોટે ભાગે

હિંદીઓનું હતું. અને તેમ છતાં આ ઘણું વિચિત્ર છે કે, જીતાયા પછી માત્ર થોડાંજ વરસોમાં બુરોએ સ્વરાજ્યનો હક મેળવ્યો છે જ્યારે હિંદે હજી તેવો સ્વરાજ્યનો હક મેળવ્યો નથી, જો કે તેના રાજદ્વારી જોડાણની શરૂઆતને આજે બસો વર્ષ વીતી ગયાં છે.

સત્તરમી સદીના બ્રીટીશ રાજદ્વારીઓ અને તેમની બ્રીટીશ ઝહેન અને નિયમોને જેટલું માન અને કીર્તિ આપીએ તેટલું થોડુંજ કહેવાશે. હાલના વખતના લીબરલો અને લીબરલ સરકારને તે "જુના નિયમો" માટે મગરૂર થવાનો દરેક હક છે; અને હવે જ્યારે તે પવિત્ર જુના નિયમોનો સુખદાયક અને આશીર્વાદ ભરેલો પુનર્જન્મ થયો છે, ત્યારે હાલની સરકાર તે જુના નિયમોને અનુસરતું વર્તન કરશે અને "ઇંગ્લંડમાં જન્મેલા અને ઉછરેલા શહેરીના સરખાજ હિંદીઓએ જન્મથી મેળવેલા હકોનો સ્વીકાર કરી તે તેમને ભોગવવાનો માર્ગ કહાડી આપશે એવી આપણે વ્યાજબીની રાહે વકી રાખી શકીએ. તે વકી પાર પાડી આપવાને ઇંગ્લંડ બંધાયલું છે. બ્રીટીશ શહેરીઓ તરીકેના આપણા હકો બિલકુલ વાંધા વીષ્ટી વિનાના છે. દરેક બ્રીટીશ હીંદી રૈયત એક હક તરીકે ઇંગ્લંડમાં ચુંટણીનો હક ભોગવવા અને પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુંટી કહડાવાને લાયક છે. તેની સામે થ-

વાનો ઈંગ્લંડમાં કોઈ સ્વપ્ને પણ ખ્યાલ કરતું નથી. એક વખત મારી બાબતમાં પક્ષકારો વચ્ચેની ચડસાચડસીને લીધે મત આપનાર તરીકે મારૂં નામ રેજીસ્ટરમાં દાખલ કરવા સામે વાંધો લેવાની સુચના કરવામાં આવી હતી, પણ મતપત્રક સુધારનાર બેરીસ્ટરે એકદમ તે વાંધો તુચ્છ કારી કહાડયો હતો. કેમ કે હીંદી તરીકે હું પણ બ્રીટીશ શાહેરીજ હતો.

---

## કારણ બીજું—કબુલાતની રૂહએ મળેલા હકો.

---

પહેલા કારણના ટેકામાં ટાંકેલી પહેલવહેલી ઈસ્ટ ઈન્ડીયન કંપનીને મળેલી સનંદમાં હીંદીઓના બ્રીટીશ શાહેરીઓ તરીકેના હકો જાહેર કરવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ તે જાહેરનામાની રૂઈએ વળી તે હકો સાચવવાની પણ કબુલાત આપવામાં આવી છે.

મહારાણી વિકટોરીઆએ ઢંઢેરો ઘડી કહાડવાની ફરમાશ કરનારા લોર્ડ ડારબી જોગા પત્રમાં જણાવ્યું હતું કે—

" બ્રીટીશ તાજની રૈયતની એક સરખી સપાટીએ મેલાવાથી તેમજ સુધારાની પુઠે આવતી આબાદીથી હિંદીઓ કેવા હકો મેળવશે તે દેખાડી આપશો. "

આ ફરમાશની રૂઇએ ઘડી કહાડવામાં આવેલા ઢંઢેરામાં ઈશ્વરને હાજરનાજર જાણીને પુર ગંભીરાઈથી અને

કાંઇ પણ અંકોશ વિના નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યું છે અને કબુલાત આપવામાં આવી છે કેઃ—

"અમારા હિંદી મુલકના વતનીઓ પ્રત્યે અમારી બીજી બધી રૈયતો પ્રત્યેની અમારી ફરજના જેવીજ જોખમદારીઓ અદા કરવાને અમો બંધાઇએ છીએ, અને સર્વ શક્તિમાન ઇશ્વરની આશીષથી અમારી તે જોખમદારીઓ પુર્ણપણે અને અંતઃકરણથી અમો બજા લાવીશું."

ઈશ્વર કે માણસ સન્મુખ આ કરતાં વધારે પવિત્ર અને ગંભીર કબુલાત બીજી તે કેવી હોઈ શકે?

હિંદનાં શહેનશાહ બાનુનો ખેતાબ ધારણ કરતી વેળાએ વાંચવામાં આવેલા ઢંઢેરાને પ્રસંગે મરહુમ મહારાણીએ તે વેળાના વાઈસિરાય લોર્ડ લીટન ઉપર તારનો એક સંદેશો મોકલાવ્યો હતો જે તેણે હિન્દી રાજવંશીઓ અને હીન્દી રૈયતની દરબારમાં બાગેબુલંદ વાંચી સંભળાવ્યો હતો. તે સંદેશામાં મહારાણી શહેનશાહબાનુએ જણાવ્યું હતુંઃ—

"મોટામાં મોટાથી તે અદનામાં અદના સુધી સર્વેને ખાતરી આપજો કે અમારા અમલમાં છુટાપણું, ન્યાય, અને ઈન્સાફના મહાન નિયમો ઉપર તેઓ સર્વેનો એક સરખો હક સ્વીકારવામાં આવ્યો છે, અને તેઓ સઘળાના સુખની વૃદ્ધિ કરવી; તેમની આબાદીમાં ઉમેરો કરવો અને તેમની બહેતરીની તરકકી કરવી એજ અમારી શહેનશાહતની તુરત વેળાની નેમો અને હેતુઓ છે."

અને આ તો ખુલ્લુંજ છે કે આપણા સુખની વૃદ્ધિ ઈત્યાદિ ઈત્યાદિ કરવાનો આ હેતુ પાર પાડવાનો એકલો આધાર છુટાપણું, ન્યાય અને ઈન્સાફના તે મહાન નિયમો ભોગવવાને આપણને શક્તિવાન કરવા ઉપરજ રહેલો છે; એટલે કે, સ્વરાજય ભોગવવાનું છુટાપણું આપણને મળવુંજ જોઈએ.

૧૮૮૭ ની જ્યુબીલીને ટાંકણે મહારાણી શહેનશાહ બાનુએ ફરીને ઢંઢેરામાં આપેલી કબુલાતો વિષે નીચે પ્રમાણે ભાર મેલીને કોલ આપ્યો હતોઃ—

" હિંદુસ્તાનો રાજકારોબાર સીધો અમોએ અમારા હાથમાં લીધો તે પ્રસંગે બાહેર પાડેલા ઢંઢેરાને હીંદી રાજવંશીઓ અને રૈયતના છુટાપણાની સનંદ તરીકે ઓળખવામાં આવે છે. તે ઢંઢેરામાં મુકરર કરવામાં આવેલા નિયમો ચુસ્તપણે બજા લાવવાની અમો હમેશ દીલોજાનીભરેલી ખાહેશ ધરાવતા આવ્યા છીએ અને હવે પછી પણ હમેશાં તેજ પ્રમાણે રહેશે. "

હવે આપણે હાલ જે માગીએ છીએ તે એ સનંદમાં આપણને બક્ષવામાં આવેલા છુટાપણા—અથવા બ્રીટીશ શહેરીઓ તરીકેના આપણા હકો કરતાં સહેજ પણ વધારે નથી.

હાલના નામદાર રાજા શહેનશાહે નીચે પ્રમાણે કબુલાત આપી છેઃ—

" સઘળી વર્ણની મારી હિંદી રૈયતની સામાન્ય આબાદી ખીલવવા માટે પહેલ વહેલાં મહારાણી શહેનશાહ બાનુએ બેસાડેલા ઉત્તમ દાખલાની નકલ કરવાને હું મારાથી બનતું કરીશ."

વળી તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૦૬ ના ભાષણમાં નામદાર રાજા શહેનશાહે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" હું અંતઃકરણથી માનું છું કે જેમ આ સંસ્થાનોનાં તેમજ મારી શહેનશાહતના બીજા તમામ ભાગોમાં સ્વરાજ્ય ધોરણનાં જે ખાતાંઓની સ્થાપનાની પુઠે વધતી જતી આબાદી અને શહેનશાહત પ્રત્યે ધાડી વફાદારીનો પ્યાર થશે."

અને વડો પ્રધાન આ સઘળી કબુલાતોનો અર્ક ખેંચી જણાવે છે કે " એક સરકારનો કારોબાર ગમે તેવો સારો હોય તોપણ પોતે પોતા ઉપર અમલ ચલાવતી પ્રજાકીય સરકારની જગા કદી લઈ શકે નહિ."

આ પ્રમાણે ત્યારે જે સરકાર સાંપત્તિક લાભોની નજરે જોતાં નઠારી કહેવાય અને રાજ્યબંધારણના નિયમોની રૂએ તપાસતાં બંધારણ વિનાની આપખુદ સરકાર ગણાય તે સ્વરાજ્યની જગા કેમ સાચવે? અને વધતી જતી આબાદી અને શહેનશાહત પ્રત્યે ધાડી વફાદારીની લાગણી બરપા કરવા માટે છુટાપણાના નિયમોને અનુસ-

રતાં ખાતાંઓની સ્થાપના કરવાનું કેટલું વધારે આવશ્યનું થઈ પડેલું સમજવું જોઇએ !

ઉપર જે ગંભીર કબુલાતો વિષે મેં ઇશારો કર્યો છે તેમને આધારે બ્રીટીશોએ કબુલેલા સઘળા હકો માન ભરેલી રીતે પરિપુર્ણ કરાવવાનો દાવો કરવાનો આપણને હરેકે હરેક હક છે, અને તે મુજબ જન્મે તેમજ ગંભીર કોલોની રૂઇએ આપણને મળેલા સઘળા બ્રીટીશ હકો મેળવવાનો આપણે દાવો ઉઠાવીએ છીએ. બ્રીટનની ફરજ, ઇનસાનીયતપણું, પ્રતિષ્ઠા, છુટાપણા માટેનો તેનો ચાહ અને ઓહ્દા, ઉતરેલો વારસો, ગંભીર કબુલાતો, અંતઃકરણનું પ્રમાણિકપણું અને સુધારો એ સઘળું આપણા બ્રીટીશ હકો માટે સંતોષ આપવાની જોખમદારી તેને માથે મેલે છે.

---

કારણ ત્રીજું—બદલો વાળવાનો આવી લાગેલો વખત.

---

આગલી સદીઓમાં જે બદબખ્તી અને ખરાબીઓ આપણે સહેલી છે તેનો ઇશ્વર તેમજ ઇનશાનીયતને ખાતર હવે બદલો વાળી આપવો ઘટારત છે; અને છુટાપણા તથા સ્વરાજ્ય માટેની જુના વખતની ઉદાર બ્રીટીશ પ્રેરણાબુદ્ધિ હાલને સમયે પાછી સજીવન થઇ છે તે વેળાએ તે સજીવન કરનારાઓના હાથ ઉપર તેવો ઇન્સાફ મેળવવાને

આપણે વ્યાજબીની રાહે આશા બાંધી શકીએ. મેં શરૂઆતમાંજ કહ્યું છે તેમ ભૂત કાળમાં આપણે શું શું સહ્યું છે તેની વિગતોમાં હું ઉતરવા માગતો નથી.

---

## કારણ ચોથું—અંતઃકરણ.

---

લગભગ દોઢ સદી થયાં જે જાતનું અકુદરતી રાજબંધારણ હીંદ ઉપર ઠેસવવામાં આવ્યું છે તેને એક દિવસ પણ શરણ થવાને બ્રીટીશ પ્રજા કદી કબુલ નહિ. સર હેનરી કેમ્પબેલ બેનરમેને મી. બ્રાઇટનો જે ઉતારો ટાંકયો છે તે એ બાબતમાં ખરેજ ઉપયોગી જણાય છે. મને યાદ છે કે એક પ્રસંગે જોન બ્રાઈટે આમની સભા હજુર ભાષણ કરતાં રાજદ્વારી બાબતો વિષે ઈશારો કરનારી એક કવિની નીચલી લીટીઓ ટાંકી બતાવી હતીઃ—

"આ પૃથ્વી ઉપર કાંઇક એવી વસ્તુ છે કે જે ઢંકાયલી હોવા છતાં પાર્લામેન્ટ અથવા રાજા કરતાં વધારે ઇશ્વરી અંશ ધરાવનારી છે."

સર હેનરી વળી પુછે છે કે "તે વધારે ઇશ્વરી અંશ ધરાવનારી ચીજ કઈ છે! ઇનશાનનું અંતઃકરણ કે જે ઈનશાનના અભિપ્રાય અને ઈનશાનની દીલસોજીના સંબંધમાં પ્રેરણાબુદ્ધિ માફક કામ કરે છે." હું (મી. દાદાભાઈ)

તેમની (ઇંગ્લંડના સત્તાવાળાઓ) પાસે માગું છું કે ઇનશાનનાં તે અંતઃકરણ "વધારે ઇશ્વરી અંશ ધરાવનારી તે ચીજ" નો ઉંપયોગ હિંદના સંબંધમાં પણ કરવો. (હિંદી પ્રધાન) મી. મોરલીના શબ્દોમાં કહીએ તો,

"આપણી માતૃભૂમિ (ઇંગ્લંડ)ને માટે એક પ્રકારનું અંતઃકરણ અને જે બોહળા વિસ્તારના મુલકો સુધી તમારી નજર પહોંચતી નથી તેમને માટે બીજું અંતઃકરણ આપણે રાખવા માંડયું તો તે આપણે માટે ખચિત માઠું થઇ પડવાનું."

અને હવે બીજો સવાલ એ છે કે એવા કયા બ્રીટીશ હક છે કે જે મેળવવા માટે દાવો કરવાનો આપણને હક છે ?

આ પ્રસંગ તે બાબતમાં કોઇ વિગત કે તકરારમાં ઊતરવાનો નથી. હું તેટલા માટે મુળ નિયમોને જ વળગી રહીશ.

(૧) જે પ્રમાણે યુનાઇટેડ કીંગડમનાં (ગ્રેટ બ્રીટન અને આયરલાંડ) સઘળાં સરકારી ખાતાંઓ અને નોકરીઓનો વહીવટ ત્યાંના લોકોના પોતાના હાથમાં છે, તેમ હીંદનાં સઘળાં સરકારી ખાતાં અને સઘળી સરકારી નોકરીનો વહિવટ હીંદના લોકોના પોતાનાજ હાથમાં રહેવા પામે એવી ગોઠવણ કરાવવાનો દાવો આપણે કરવો જોઇએ.

એ કાંઈ માત્ર હકની અને કેળવણી પામેલાઓની ઉમેદોનોજ સવાલ નથી—તો જો એ સવાલ પણ પુરતી અગત ધરાવનારો છે. પણ નાણાં અને વેપાર રોજગાર સંબધી તે દેખીતા અનર્થ ઉપર સર જોન શોરે એકસો વીસ વરસની ઉપર ધ્યાન ખેંચ્યું હતું, અને જે દેશમાંથી દોલત ઘસડાઇ જવાનું અને દેશની નિર્ધનતાનું મુળ કારણ છે, તેના એક પુરા ઈલાજ તરીકે તેની જરૂર છે. પ્રજાની નાણાં સંબંધી તેમજ તેની નીતિ, કેળવણી, રાજદ્વારી, સંસારી ઉદ્યોગ હુન્નર સંબંધી સ્થિતિના અને બીજા હરેક પ્રકારના સુધારા વધારા તથા આબાદી માટે તેની નહિ દુર કરી શકાય એટલી મોટી જરૂર છે.

(૨) ગ્રેટબ્રીટન અને આયરલાંડ અને સંસ્થાનોમાં જેમ સઘળા કર અને કાયદા અને તેમની ઉપજ ખરચવાની સત્તા તે દેશોની પ્રજાના પ્રતિનિધીઓના હાથમાં છે તેમ હીંદી પ્રજાના હાથમાં પણ તે રહેવું જોઇએ.

(૩) ઇંગ્લંડ અને હિન્દ વચ્ચેનો નાણાં વિષયક સંબંધ ન્યાયી અને સમાન નિયમ ઉપર રહેવો જોઇએ, એટલે કે દીવાની, લશ્કરી કે દરિયાઇ જે પણ ખાતાં માટે હિન્દ ખર્ચ આપે તે ખાતામાં તેના તરફના ખર્ચના પ્રમાણમાં તેને પગાર, પેનશન બદલા વગેરેનો હીસ્સો મળવો જોઇએ, કેમ કે હિન્દને હમેશાં શહેનશાહતના ભા-

ગીદાર તરીકે ઓળખવામાં આવે છે. આપણુને કાંઈ મહેરબાની જોઇતી નથી. આપણુને ન્યાય માત્ર જોઇએ છીએ. બ્રીટીશ શહેરીઓ દાખલના આપણા હકોના ભાગો અથવા વિગતોમાં જવાને બદલે એકજ શબ્દ એટલે કે ગ્રેટબ્રીટન અને આયરલાંડ તથા સંસ્થાનોના જેવું "સ્વરાજ્ય" આપણુને જોઇએ છે એટલુંજ કહેવું બસ થશે.

મી. મોરલીએ તા, ૪ થી જુન ૧૯૦૧ ને દીને હોરબન ખાતેના કીંગ્સહોલમાંના ખાણા ઉપર ઘણી મજબુતી સાથે જણાવેલી આ બિના તદન સાચી છે કેઃ—

"પણ હું કહીશ કે આપણી પ્રજાકીય મોટાઈ, મજબુતી અને ઉંચા ભવિષ્યનો મુળ પાયો તે રાજદ્વારી નિયમો છે.

તેટલા માટે હિન્દ માટે સ્વરાજ્યના ખરા રાજદ્વારી નિયમો વિના પ્રજાકીય મોટાઈ, મજબુતી અને ઉંચા ભવિષ્યની આશા નહિ રાખી શકાય.

હવે બીજો અગત્યનો સવાલ એ છે કે સ્વરાજ્યના એ હક એકદમ કે કયારે અને કેવી રીતે આપવા એ વહેવારૂ ગણાય ?

હું ધારૂં છું કે કોઇ પણ એમ નહિ કહેશે કે હાલનાં સઘળાં બંધારણને એકદમ ભાંગી નાખવું, અને સ્વરાજ્યના જે હક મેં વર્ણવ્યા છે તે એકદમ દાખલ કરવા.

દરેક ખાતાનો વહીવટ હીંદી પ્રજાના હાથમાં મેલવાને લગતો ૧ લા નંબરનો હક તપાસતાં આપણે પુછીશું કે વફાદારીથી અને નિયમસર તે બાબતમાં એવી કોઈ શરૂઆત કરી શકાય કે નહિ કે જેથી વખતના અરસામાં પોતાની મેળે સ્વરાજ્યના સંપુર્ણ હક તે મેળવી શકે ?

હું કહું છું કે હા. તે માટે શરૂઆત કરવાનો વખત આવી લાગ્યો છે એટલુંજ નહિ પણ તે વખત આવી લાગ્યાને ઘણો વખત થઈ ગયો છે. લગભગ પોણી સદી પહેલાંજ રાજદ્વારીઓએ શરૂઆત કરવા વિષે વિચાર કર્યો હતો અને તે બાબતમાં ઉંચો નિયમ જાહેર કર્યો હતો એટલુંજ નહિ પણ તેઓએ તો પાર્લામેન્ટ પાસે એક કાયદો પણ બંધાવ્યો હતો. જો તે કાયદાને તે વખતથી હમણા સુધીની સરકારોએ માનભરી રીતે અને વફાદારીથી અમલમાં મેલ્યો હોત તો ઇંગ્લંડ અને હિન્દને બન્નેને હિન્દી પ્રજાની હમણાની નિર્ધનતા, કંગાલીયત અને અસંતોશ વિશે અફસોસ કરવો પડત નહિ, પણ ઉલટું હિન્દની આબાદી અને ઇંગ્લંડની વધુ આબાદી માટે તેઓ ખુશી થતા હોત.

ગઈ સદીના ત્રીસમા દસકામાં સુધારાની સર્વથી ઉંચી નામના ઇનશાનના તન અને અંતઃકરણને છુટાપણું અપાવીને—એટલે ગુલામોનો વેપાર બંધ કરાવી અને બ્રીટીશ

શહેરી તરીકે સઘળા હક ભોગવવા માટે અંતઃકરણનું છુટાપણું આપીને ઈંગ્લંડે મેળવી હતી. ઇંગ્લાંડના ઇતિહાસમાં તે કીર્તિમંત જમાનામાં તે વેળાના રાજદ્વારીઓ હિન્દી પ્રજા તરફની પોતાની ફરજ અદા કરવાનું ભુલી ગયા નહિ હતા. તેઓએ ખુલ્લી રીતે ખાસ વિષય તરીકે હિન્દને સ્વરાજ્ય આપવાના સવાલ વિશે વિચાર ચલાવ્યો હતો અને તેના પરિણામમાં હિન્દ ઇંગ્લંડથી તદન સ્વતંત્ર થવા પામે એવા સંજોગને પણ તેજ વેળાએ તેઓએ ધ્યાનમાં લીધો હતો. ૧૮૩૩ નો કાયદો બાંધવામાં આવ્યો તે વેળાએ મેકોલેએ તે યાદગાર ભાષણ હિન્દના સંબંધમાં કર્યું હતું, કે જે માટે બ્રીટન હમેશ સુધી મગરૂર રહેશે, તે આખું ભાષણ અહીં હું ટાંકી નથી શકતો. તેમાંનો દરેક શબ્દ આજના વખતના રાજદ્વારીઓએ અભ્યાસ કરવા અને ધ્યાનમાં લેવા જેવો છે. હું તેમાંથી થોડાજ ફકરા ટાંકીશ. તેણે પ્રથમ જણાવ્યું હતું કે " મારે કહેવું જોઇયે કે આ ફકરો ધરાવનારો કાયદો બાંધવામાં મારી પણ સામેલગીરી હતી તે માટે મારી જીંદગીના છેડા સુધી હું મગરૂર રહીશ."................" ઘણીજ સ્વાર્થી નજરે જોતાં પણ હિન્દના લોકો આપણે તાબે રહે અને ગેરવહીવટ ચાલે તેના કરતાં સારો કારોબાર ત્યાં ચાલે અને તેઓ સ્વતંત્ર થાય તેમાં આપણો વધું લાભ છે."...........

પોસ્તા [અફીણની એક પ્રકારની મેળવણી] એક આખી કોમને આપી દેવા—મોટી પ્રજાને પરમેશ્વરે આપણા સ્વાધીનમાં મેલી છે તેને આપણી સત્તાને વધુ આધીન બનાવવાના કંગાળ કામ માટે અફીણી અને નિર્બળ બનાવવા દેવાને આપણે કદી પણ કબુલ થઇશું નહિ."...........
"ઇનશાન જાતના કોઇ પણ ભાગને સમાન છુટાપણું અને સુધારો આપવાને હાથ ખાંચ્યે તો આપણું છુટાપણું અને આપણો સુધારો સાર્થક નથી."..............."મને તો કાંઇ ભય નથી. આપણી સામે ફરજનો માર્ગ મુકેલો છે, અને તેજ રસ્તો પ્રજાની આબાદી અને પ્રજાની આબરૂને વધારનારો ડહાપણ ભરેલો છે..............."ગુલામગીરી અને વહેમની છેક નીચી હદે ઉતરી ગએલી એક મોટી પ્રજાને શોધી કહાડી તેમના ઉપર એવી રાતે અમલ કરવો કે જેથી શહેરીઓ દાખલના સઘળા હક ભોગવવાની ઇચ્છા અને લાયકાત તે ધરાવે, તો કોઇથી ભાગ નહિ પડે એવી ઉચામાં ઉંચી કીર્તિ આપણે મેળવીશું."

એવી ઉમદા વળણથી અને એવી ઉમદા લાગણીથી મેકોલેના શબ્દોમાં બોલીએ તો તે દુરઅંદેશી ભરેલો પરોપકારી, ઉમદા ફકરો રચવામાં આવ્યો હતો, તે ફકરો નીચે પ્રમાણેનો છેઃ—

"એ મજકુર મુલક [હિન્દ]નો કોઈ પણ દેશી અથવા ત્યાંજ જન્મેલી અને રહેતી નામદાર શહેનશાહની કોઇ પણ પ્રજાને તેના ધર્મ, જન્મના સ્થાન, ઓલાદ અને રંગ કે એમાંનાં કોઇ પણ કારણને ખાતર મજકુર [ ઈસ્ટ ઈન્ડીયા ] કંપનીના હાથ હેઠળ કોઈ પણ જગા, ઓધો કે નોકરી ધરાવવા માટે નાલાયક ગણી શકાશે નહિ."

આ ફકરા માટે વારંવાર મેં જે કહ્યું છે તે હું અહીં ફરીથી બોલતો નથી. એટલુંજ કહેવું બસ થશે કે—

"સનંદી નોકરીની પરીક્ષા હીંદમાં પણ લેવામાં આવે તોજ આ ફકરામાં જણાવેલો નિયમ માનભરી રીતે અમલમાં મેલેલો ગણાય."

એમ સપ્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું છે. આ પ્રમાણે શરૂઆત તુરત કરવા માટેનું સાધન તૈયાર છે તે સાધન નવું નથી પણ અત્યાર અગાઉ પાર્લામેન્ટે તે વિશે સંપુર્ણ રીતે વીચાર ચલાવી કાયદા મારફતે તે નકી કરી આપ્યું હતું. પાર્લામેન્ટ કે કોઈ પણ બીજી સત્તાને પુછયા વિના અમલમાં મુકવા માટેનું સાધન હિન્દી પ્રધાનના હાથમાં એ પ્રમાણે તૈયાર છે.

અને એ પગલાના સંબંધમાં બોલતાં હિન્દી પ્રધાનને હું આગ્રહ કરીશ કે જે સરકારી ખાતાંઓમાંની નિમણુંકો હિન્દમાંથી કરવામાં આવે છે તેમના સંબંધમાં

હુરીફાઈની પરીક્ષા લેવાનું કહાડી નાખવાનો જે નુકશાન-કારક માર્ગ થોડુક થયું હિન્દમાં લેવામાં આવ્યો છે તે માર્ગથી પાછળ હઠી જવું. ઇગ્લાંડમાં દરેક સરકારી નોક રીમાં નવા દાખલ થનારા સર્વ કોઇને હરીફાઈની પરીક્ષાની કસોટીમાંથી પસાર થવું પડે છે, અને તેજ કારણ સર્વથી ઉત્તમ અને સર્વથી ન્યાયી છે. હાલના ધોરણમાં સમા યલી મુખ્ય નાણા સંબંધી અને મુળ પાયેની ખરાબીનો સર્વથી અસરકારક ઈલાજ તે દુર કરવાની ચાવી આ શરૂઆતજ છે.

મી. મોરલીએ કહ્યું છે તે ખરૂં છે કે "ગ્રહસ્થો, જો તમો નાણાં અને વેપાર વણજને લગતા નિયમોની વચ્ચે ખોટી રીતે આડા પડયા તો તમારે તદન ખાતરી રાખવી કે એક પ્રજા તરીકેની તમારી હયાતીનો તમે નાશ કરશો, અને એજ પ્રમાણે હમણાના હિન્દી સરકારના કારોબાર ચલાવવાના ધોરણમાં સમાયલો નાણાં સંબંધી અને વેપાર વણજને લગતો ગોટાળો એક પ્રજા તરીકેની આપણી હયાતીની સામે જવા લાગ્યો છે. આપણને ત્રણ પ્રકારનુ નુકશાન કરવામાં આવે છે. એટલે કે આપણી કનેથી દોલત, ઉદ્યોગ અને ડહાપણ, ટુંકામાં જીંદગીનું સાર્થક જેમાં છે તે સઘળું લઇ લેવામાં આવે છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણેની શરૂઆત કરવામાં આવશે તો એ ગોટાળાને

નિર્મુળ કરી શકાશે. એ ખરાબી દુર કરવાની ચાવી હિન્દની સરકારની નોકરીમાં યુરોપીઅનોને બદલે હિન્દીઓને રોકવાની છે.

કારોબાર અસરકારક રીતે ચલાવવાની તકરારના સંબંધમાં હું જણાવીશ કે પરદેશીઓને નોકરીમાં રાખવાનું ધોરણ કારોબારને જોઇએ તેવી રીતે અસરકારક બનાવી નહિ શકે. સર. વીલીઅમ હંટરે કહ્યું છે કે "જો હીન્દી પ્રજા ઉપરની હકુમત સાદી રીતે અને સસ્તામાં આપણને ભોગવવી હોય તો તેમનીજ મારફતે આપણે હકુમત્ત ચલાવવી જોઇએ." ડયુક ઓફ ડેવન્શીરે હિન્દી પ્રધાન તરીકે તા. ૨૩ મી આગસ્ટ ૧૮૮૩ ને દિવસે જણાવ્યું છે કે, "મારા મનમાં કાંઇ પણ શક નથી કે હિન્દનો કારોબાર જોઇએ તેવી રીતે ચલાવવામાં નથી આવતો." ધોરણજ એવું છે કે એથી જુદું પરિણામ આવીજ નહિ શકે.

સનંદી નોકરીની હરિફાઈની પરીક્ષા થોડાં વરસ ઇંગ્લાંડ અને હિંદમાં સાથે લેતી કરવા પછી તે પરીક્ષાથી સ્વરાજ્ય મેળવવાનો આપણો પહેલો હક કારોબાર સરળ રીતે ચલાવવામાં અગવડ નહિ આવે તેવી રીતે બક્ષવા માટે એકલી હિન્દુસ્તાનમાંજ લેવાની ઠરાવવાનો વખત આવશે.



## મુળ કેળવણી મફત અને ફરજ્યાત તથા બીજી સઘળી કેળવણી મફત ઠરાવવાની જરૂર—તે માટેનો કોઇપણ ખર્ચ ઉપાડવાની પ્રજાની તૈયારી.

---

સ્વરાજ્યના આપણા પહેલા હકના સંબંધમાં અગ ત્યની આ શરૂઆત કરવાની સાથેજ તે કામ તાકીદે પાર ઉતારવાને પ્રજા વચ્ચે કેળવણીનો ફેલાવો, ઘણીજ મજબુતી સાથે કરવો અનિવાર્ય છે—મુળ કેળવણી મફત અને ફર જ્યાત કરવી અને દરેક પ્રકારની ઉચી કેળવણી ફરજ્યાત ઠરાવવી. કેળવણી માટેના ખર્ચમાં જેટલો પણ વધારો કરવામાં આવશે એટલા માટે હિન્દી પ્રજા વધતામાં વધતો સંતોશ જાહેર કરશે. લોકોને ખર્ચે મને જે મફત કેળવણી મળી હતી તેની બરકતથી હું અને મારા ભાઇબંધ અ-ભ્યાસીઓ જેઓ પાછળથી મારા હમશરીક થયા હતા, તેઓ પ્રજાની આબાદી વધારવા માટેનાં કામમાં અમારી સઘળી શક્તિનો ઉપયોગ કરવા બહાર પડયા હતા. એક હાથ ઉપર કેળવણી અને બીજા હાથ ઉપર સરકારી નોક-રીમાં જોડાઈને મેળવેલા વહેવારૂ જ્ઞાનની બરકતથી ઘણાઓ ધારે છે તે કરતાં ઘણી વધારે ઉતાવળે સ્વરાજ્ય સંપુર્ણ-તાથી મેળવી શકાશે. કેળવણીના સંબંધમાં ભારે ખર્ચનું બહાનુ લાવવું નહિ જોઇએ. ખરૂં કહીએ તો નાણા સં-

બંધી જે ન્યાય વિશે હવે પછી હું ઇશારો કરીશ તે ઇંગ્લંડ અને હિન્દ વચ્ચેના સંબંધમાં જાળવવામાં આવે તો હિન્દના ન્હાના મહેસુલમાંથી પણ ઘણી સારી જોગવાઇ તે માટે કરી શકાશે, અને જેમ જેમ યુરોપીઅનોની જગાએ હિન્દીઓને વધારવામાં આવતા જશે તેમ તેમ સઘળાં જરૂરી કામો માટેના ખર્ચની જોગવાઇ વધતી જશે.

---

## હક બીજો—પ્રજા પ્રતિનીધિ.

---

ખુદ ઇંગ્લાંડમાં શ્રીમંત તથા મધ્યમ વર્ગ તેમજ લોકોના જથાને પાર્લીમેન્ટ જેવા બંધારણની સરકાર માટે કંઇ મત આપવાનો અગાવા બોલવાનો હક હતો તેની કેટલાંક સેંકડો વરસો અગાઉ પાર્લીમેન્ટ જેવા બંધારણની સરકાર હયાત હતી.

૧૮૩૧ માં મેકોલેએ જણાવ્યું હતું કે રીજન્ત પાર્ક તથા એવાજ બીજા ભાગોની આસપાસ ભવ્ય મહેલોમાં રહેનારા લોકોને પ્રજા પ્રતિનિધિની ચુંટણીનો હક નહોતો.

છેક ૧૮૩૨ માં મધ્યમ વર્ગે તે હક મેળવ્યો હતો અને રહી રહીને છેક ૧૮૮૫ માં લોકોના લગભગ ઘણાખરા જથાએ પણ તે મેળવ્યો હતો. સ્ત્રીઓને મત આપવાનો હક નથી. ઉમરે પુગેલાઓનો હક હજી ઝગડામાં છે.

તેટલા માટે મી૦ ગ્લેડસ્ટન, જેને 'ખરૂં પ્રજા પ્રતિનીધિ તત્વ' એવી ઉપમા આપે છે તેની હિન્દમાં હાલ સારી શરૂઆત થઇ શકશે નહિ એવું હવે આપણને કહેવું નકામું છે. જે ચીજ જોઇએ છે તે સરકારની ઇચ્છા છે. હાલની સરકારના સુકાનીઓ તરીકે જે રાજકારભારીઓ છે તેઓ તદન બાહોશ અને સારી શરૂઆત કરવા માટે શક્તિવાન છે—આવી નિયમિત શરૂઆતથી સ્વભાવિક રીતે તે થોડા વખતમાં સ્વરાજ્ય ચલાવી રહેલાં સંસ્થાનોની માફક સ્વરાજ્યના પુરેપુરા કાયદા રચનારી મંડળી તરીકે ખીલી નીકળશે. મારે અત્રે પ્રજા પ્રતિનિધિ તત્વના વિસ્તાર અને શકયતા વિશે કંઇ વિગતમાં જવાની જરૂર નથી. હિન્દના કેળવાયલા તથા વિચારશીલ વર્ગો જેઓએ અંગ્રેજી શાળાઓ તથા કોલેજોમાં શિક્ષણ લીધું છે તેઓને ગણત્રીમાં લેવા ઉપરાંત જે મોટો જથો દુનિયાના બધા બનાવો તથા સઘળાં બ્રીટીશ ખાતાંઓથી પોતાની ભાષાના દેશી છાપા તથા સાહિત્ય મારફતે જાણીતો રહે છે. તેને પણ ગણત્રીમાં લેવાનો છે.

રશીયાના ખેડુતો લાયક હોઇ તેઓએ દુનિયાના સહુથી આપખુદ રાજા પાસેથી રાજસભાનો હક મેળવ્યો હતો, અને બ્રીટીશ શહેનશાહતના વડા પ્રધાને દુનિયાને જાહેર કર્યું હતું કે, " રાજસભા મરી ગઇ છે—ઘણું જીવો

રાજસભા" ખરેખર રશીયાના ખેડુતો કરતાં તે મહાન રાજ્યાધિકારીના ગોઠીયા શહેરીઓ અને તે શહેનશાહતના સ્વતંત્ર શહેરીઓ જન્મ હક તથા રાજ હકથી સ્વરાજ્ય-કાયદાસરના પ્રજાના પ્રતિનિધિઓના ધોરણ-માટે મોટો હક ધરાવે છે. બ્રીટીશ પ્રજા પાર્લામેન્ટ માટે એટલી બધી શોભી નહોતી. દોઢસો વરસ થયાં બનાવવાની તક આપવામાં આવી નથી. જ્યાં સુધી આપણે કામ અને જોખમદારી ખરેખરી માથે ઉઠાવી લઈશું નહિ ત્યાં સુધી કદી લાયક બની શકીશુ નહિ. જયારે પુર્વમાં ચીન અને એશીયાની પશ્ચિમમાં ઇરાન જાગ્રત થવા લાગ્યાં છે, અને જેપાન તો જાગ્રત થઈ ગયું છે; અને રશીઆ તો છુટાપણા માટે રકઝીકમાં પડયું છે—અને જ્યાં સઘળે આપખુદ અમલ છે—ત્યારે શું બ્રીટીશ હીંદી શહેનશાહતના સ્વતંત્ર રહેવાસીઓ પણ આપખુદ અમલને તાબે રહ્યાજ કરે, કે જે લોકો દુનિયામાં સઉથી પહેલા સુધરેલા છે? માણસ જાત મધ્યેના આ મુળ સુધરેલા લોકોને હાલની દુનિયા કંઇ થોડી આભારી નથી. હવે જ્યારે હાલ વખતે છુટાપણું ફેલાતું જાય છે ત્યારે આ સઉથી મુંળ સુધરેલા લોકોના વંશજો આપખુદ અમલની જંગલી રૂઢી નીચે રહે? કે જે રૂઢી બ્રીટીશ બુદ્ધિ, આચાર વિચાર અને સુધારાને લાયક નથી.

———o———

## હક ત્રીજો—નાણાંનો ન્યાયપુર્વકનો સંબંધ-હીંદ ઉપર શહેનશાહતના રક્ષણ માટે નાખવામાં આવતો ખર્ચ.

---

આ હક માટે ઢીલ તેમજ કેળવણીની જરૂર નથી. જો બ્રીટીશ સરકાર, જે સત્ય અને ન્યાયી છે તે કરવા તૈયાર હોય તો, સ્વરાજ્ય પ્રત્યેનો ન્યાય તુરતજ આપી શકાય.

સઉથી શરૂઆતમાં ગોરા લશ્કરનો ખર્ચ આપણે હાથ ધરીશું. હિન્દી સરકારે ૧૮૯૦ ની સાલના માર્ચ માસની ૨૫ મી તારીખના સંદેશામાં જણાવ્યું હતું કે:-

"હિન્દુસ્તાનમાં નિર્ભયતા મેળવવા માટે કીલ્લાઓ પાછળ અને હિન્દુસ્તાનમાં લશ્કર વધારવા પાછળ કરોડો રૂપીઆ ખર્ચવામાં આવ્યા છે. પણ ઘરના શત્રુઓને દાબી દેવા અથવા તો પડોશની લડાયક જાતોને મારી હઠાવવા માટે ખર્ચ કરવામાં આવ્યો નહોતો. પુર્વમાં બ્રીટીશ સત્તાનું સર્વોપરીપણું જાળવી રાખવા માટે ખર્ચ કરવામાં આવ્યો હતો."

હિન્દી સરકાર ફરીથી જણાવે છે કેઃ—

"બાદશાહી સરકાર પોતાના લશ્કરનો મોટો ભાગ હિન્દુસ્તાન ખાતે રાખે છે અને તેનો ખર્ચ પણ હિન્દની તીજોરીમાંથી અદા કરે છે. આ લશ્કરનો થોડો ભાગ અનામત લશ્કર તરીકે ગણવામાં આવે છે અને તેનો બાદ-

શાહી કામો માટે ઉપયોગ કરવામાં આવે છે. ગોરા લશ્કરની ટુકડીઓને હિન્દુસ્તાનમાં રાખવામાં આવતાં લશ્કરમાંથી વખતો વખત જેમ સગવડ પડે તેમ બાદશાહી લડાઇઓમાં રોકવામાં આવે છે. આ ઉપરાંત હિન્દુસ્તાનના હિન્દી લશ્કરનો પણ છુટથી ઉપયોગ કરવામાં આવે છે, પણ તેના ખર્ચ પેટે બાદશાહી તીજોરીમાંથી કાંઇ પણ આપવામાં આવતું નથી.

ગોરૂ લશ્કર શહેનશાહતના રક્ષણ માટે છે, તેને માટેનો હિન્દી સરકારનો આ પુરાવો છે.

આ બાબતના સંબંધમાં હિન્દી પ્રધાનની ઓફીસમાં જે ખ્યાલ રાખવામાં આવે છે, તે હું હવે આપવા માગું છું.

સર જેમ્સ પીલ હિન્દી પ્રધાનની કાઉન્સીલનો સભાસદ હતો, અને હીંદી ખરચના (વેલબીવાળા) શેહેનશાહી કમીશનમાં તેણે હીંદી પ્રધાનના પ્રતીનીધી તરીકે ભાગ લીધો હતો. હીંદી લશ્કરી ખરચના સંબંધમાં જે રાજનીતી અખતયાર કરવામાં આવી છે, તે ખરેખર હીંદી નથી એ પ્રમાણે જણાવ્યા બાદ, તેણે દરખાસ્તમાં ભાર મુકીને જણાવ્યું હતું:—

આ રાજનીતીનો સઘળો લશ્કરી ખરચ એક સંસ્થાન ઉપર કેટલી હદસુધી નાંખવો વ્યાજબી છે, તેના ઉપર

વીચાર ચલાવવો એ યોગ્ય છે—આ સંસ્થાન જે શેહેનશાહતનો માત્ર એક ભાગ છે અને જેની સરહદ બીજી એક યુરોપીઅન સત્તાની સરહદની જોડમાં આવેલી છે.

હીંદી સરકારના અને હીંદી સરકારની ઓફીસના ફકરાઓ બતાવી આપે છે કે, ગોરા લશ્કરનો ખરચ બ્રીટીશ શહેનશાહતના રક્ષણ માટે છે અને તે છતાં અતિ નિંદ્ય અન્યાય પૂર્વક ખરચનો બોજો શહેનશાહી તીજોરી તરફથી નીરધાર હીંદી પ્રજા ઉપર નાંખવામાં આવ્યો છે.

આજ પ્રમાણે ઈંગ્લંડનો સઘળો સરકારી ખર્ચ જે ઈંગ્લંડની પ્રજાના લાભ માટે હોય છે અને જે શહેનશાહત માટે કરવામાં આવે છે, તે પણ હિન્દી પ્રજા ઉપર નાખવામાં આવે છે, પણ સંસ્થાનો, ઇંગ્લંડમાં કરવામાં આવતા આવા પ્રકારના ખર્ચ માટે કાંઈ પણ રકમ આપતા નથી. આ ખર્ચ સામાન્ય ન્યાયની નજરથી જોતાં હિન્દુસ્તાન ઉપર નાખવો જોઇતો નથી એ અન્યાય છે. અને તેથી જે ખર્ચનો બોજો આપણા ઉપર સામાન્ય ન્યાયની નજરથી જોતાં નાખવામાં આવવો જોઈએ નહિ, તે ખર્ચનો બોજો જો આપણા ઉપરથી કાઢી નાખવામાં આવે તો આપણી મહેસુલો હાલમાં ગમે તેવી રાંક છે તે છતાં કેળવણી માટે અને બીજા ઘણા સુધારા વધારા જે આપણે માટે ઘણા જરૂરના છે, તેને માટે તે સારી રીતે પુરતી છે. આ

સવાલ માત્ર નાણાં સંબંધી ન્યાયનો છે. મેં તેને ન્યાયના ખુલ્લા નિયમ ઉપર મુકયો છે અને તે નિયમ ઉપર હિંદુસ્તાન પોતાને જોઇતાં નાણાં અને માણસો લશ્કરી, બીનલશ્કરી, દરિયાઈ, તથા બીજા કામ માટે પુરતા પ્રમાણમા મેળવવા માટે શક્તિવાન થશે. શહેનશાહી ખર્ચમાં આપણે જે ફાળો ભરીએ છીએ તેના પ્રમાણમાં આપણને નોકરીઓમાં ભાગ મળવો જોઈએ.

નાણાં ખાતાના આ ન્યાયી સંબંધો વગર વિલંબે સ્થાપી શકાય તેવા છે. તેને માટે તૈયારી કરવાની તેમજ વિલંબ લગાડવાની જરૂર નથી. ન્યાય આપવા માટે બ્રીટીશ સરકારે ઇચ્છા કરવી જોઇએ છે અને તેને અમલમાં મુકવા માટે દૃઢ નિશ્ચય કરવો જોઇએ છે. છેવટે સ્વરાજ્ય સંબંધમાં હિન્દી લોકો તરફ પોતાની ફરજ બજાવવાનું ઈંગ્રેજ લોકો અને રાજદ્વારી પુરૂષો મનમાં લે તો, ટુંક સમયમાં સ્વરાજ્ય આપવા માટેના ઉપાયો યોજવા માટે તેઓ બાહોળી તેમજ રાજદ્વારી કુનેહ ધરાવે છે. જો મન હોય અને અંતઃકરણમાં સબળ ઇચ્છા હોય તો દરેક કાર્યનો માર્ગ ખુલ્લો છે.

હવે હું એક અગત્યના સવાલ ઉપર અને ખાસ કરીને મારા સંબંધમાં અગત્યના સવાલ ઉપર આવીશ.



## ઇંગ્રેજ રાજદ્વારીઓ અને ઇંગ્રેજ સરકાર.

મારા પોતાના જાતિ અનુભવના અરધા સેકડા ઉપરના સમય પછી ઈંગ્રેજ રાજદ્વારીઓ અને સરકાર માટે તેઓની માન અને ખરી નિયતની લાગણીમાં વિશ્વાસ મુકી શકાય કે નહિ તેના સંબંધમાં મને વખતો વખત પ્રશ્નો પુછવામાં આવ્યા છે. તેમજ ભૂતકાળની વાત ભુલી જઇને તેઓ પોતાના પ્રમાણિક પ્રયત્નો વડે આપણને બ્રીટીશ પ્રજા તરીકેના સ્વરાજ્યના હકો .ખુશીથી અને મર્તબા-ભરેલી રીતે આપશે કે નહિ.

બાનુઓ અને ગ્રહસ્થો, તેના સંબંધમાં હું તમોને સંપુર્ણ અને મોકળા મનનો જવાબ આપીશ.

ઈંગ્રેજ લોકો સ્વતંત્રતા સાટે જે લડાઈઓ ઉઠાવે છે તેને માટે મને ઇંગ્રેજી કેળવણીની રૂઇએ જે માન પેદા થયું હતું તેથી અને મારા વિશુદ્ધ અંતઃકરણથી મેં ૧૮૫૩ ની સાલમાં બોમ્બે એસોસીએશનની સભા વખતે જે નાનું શરૂઆતનું ભાષણ કર્યું હતું, તેમાં મેં બ્રીટીશ રાજકર્તાઓ માટેનો મારો વિશ્વાસ દર્શાવ્યો હતો, તેમાંથી એક ફકરો હું નીચે આપું છું;—

જેનાથી આપણને લાભ થવાનો હોય તેવી દરેક બાબતોમાં આપણી સરકાર આપણને મદદ કરવાને તત્પર રહેવી

આપણે જયારે જોઇએ છીયે તે વખતે, ફરીયાદ કરવાને અને બબડવાને બદલે, આપણે આપણી ખરી જરૂરીઆતો યોગ્ય રીતે રજુ કરવી જોઇએ.

અને વળી મેં જણાવ્યું હતું કે;—

સુચવવામાં આવતા કોઈ પણ નિયમની સંભવિત, ખરાબ અથવા તો સારી અસરો સખત તપાસથી આવી એસોસીએશન મારફતે નકી કરવામાં આવે અને તેના સંબંધમાં પ્રજા તરફથી સરકાર જોગ ભલામણો કરવામાં આવે તો, આપણી માયાળુ સરકાર આવી ભલામણો તરફ ધ્યાન આપવાને ના પાડશે નહિ.

આવી મારી માન્યતા હતી. તે વખતે કેળવાયલા પુરૂષોની આ માન્યતાને લીધે સર બારટલ ફ્રીયરે ટીકા કરી હતી અને જે મી. ફોસેટે ટાંકી હતી તે નીચે મુજબ છે;—

ઈંગ્રેજી રાજનીતિને બાહોશી ભરેલી રીતે પ્રસિદ્ધ કરનાર અને હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોને ઉપયોગી થઈ પડે એવી રીતે તે ગ્રહણ કરવામાં આપણને સહાય કરનારા ઊંચા પ્રકારની ઈંગ્રેજી કેળવણી લીધેલા હિન્દીઓ છે, એ જોઈને મને ઘણી અજાયબી થાય છે. અને ગંભીર વચનો જે અગાઉ આપવામાં આવ્યાં હતાં અને હાલમાં તે પાળવામાં આવતાં નથી, તેથી કેળવાયલાં મનો ઉપર તેની કેવી અસર થઈ છે ?

મને જે નાસીપાસી થઈ છે તે સાધારણ નાસીપાસી નથી પણ તે ઘણી ખરાબ અને મનને ઉતેજીત કરે એવી થઇ છે, સાધારણ રીતે માણુસ લઢે છે અને જો તે હારે છે, તો નાસીપાસી થાય છે, પણ મેં લઢતો ચલાવી છે, અને ઘણા પ્રસંગો ઉપર મને ફતેહ મળી હતી, પણ કારભારી તરફથી તે ફતેહનાં ફળો આપણને આપવામાં આવ્યાં નહોતાં. નાસીપાસીઓ ખરેખર, મેં જણાવ્યું છે તે પ્રમાણે એક જણને નાઉમેદ કરી નાખવાને તદ્દન પુરતી છે. ઉદ્દાહરણ તરીકે હિન્દી સનંદી નોકરી, એકી વખતે હિન્દમાં તથા ઈંગ્લાંડમાં લેવામાં આવતી પરીક્ષાઓ, લોર્ડ લોરેન્સવાળી સ્કોલરશીપો, રોયલકમીશન વગેરે હિન્દી તીજોરી ઉપર કેટલાંક, ખર્ચો જે અન્યાયપણે નાખવામાં આવ્યાં હતાં તે પાછા ખેંચી લેવામાં આવ્યા છે, તેને માટે હું ઉપકાર માનું છું. જો કે આશા રાખવામાં આવી હતી, તે પ્રમાણે હિન્દી પ્રધાનનો ખર્ચ હજી સુધી શહેનશાહી તીજોરીમાંથી આપવામાં આવતો નથી.

પણ હું નાઉમેદ થઇ ગયો નથી, એટલુંજ નહિ પણ તમને અજાયબી લાગશે કે, તમારી સન્મુખ હું આશા ભરેલો ઉભો છું—હું નાઉમેદ થયો નથી, તેનું એક કારણ છે અને બીજાં કારણને લીધે હું આશાવંત છું.

જે કારણને લીધે સઘળું છતાં હાલમાં હું આશાવંત

છું. તે કારણ વિશે હવે હું કેટલુંક જણાવીશ. અને આ એક શબ્દ "જાગ્રતિ" ને આધારે છે. અસલના સત્ય જુસ્સાની અને સ્વતંત્રતા માટેની પ્રેરણાની અને ખુલ્લી અંગ્રેજી ખાતાંઓની હાલની રાજદ્વારીઓના અગ્રેસરોના મનમાં જાગૃતી કરવાની છે. હાલના અંગ્રેજ રાજદ્વારીઓએ જે જણાવ્યું છે, તે હવે હું તમારી સન્મુખ રજુ કરીશ અને પછી મારી માન્યતા અને ઉમેદ કેવી રીતે સ્થાપવામાં આવી હતી, અને ભવિષ્યમાં બનનારા બનાવોથી તે સફળ થશે કે નહિ તેની તુલના કરવાનું કામ તમનેજ સોંપું છું.

અત્રે હું આ એકરારોમાંથી થોડાક જણાવું છું. પણ આવા ઘણા એકરારોમાંથી કેટલાક મ્હેં "પુરવણી ૧" આપ્યા છે.

---

વડો પ્રધાન સર હેન્રી કેમ્પબેલ—બેનરમેન.

---

"અમે સ્વરાજ્યના હિમાયતીઓ છીએ. અમે તેને ખાસ જરૂર તરીકે ગણુતા નથી. તેમજ બ્રીટીશ શહેનશાહ તે કમનસીબે અંગીકાર કરેલી મૂર્ખાઈ ભરેલી પદ્ધતી તરીકે ગણુતા નથી."

(બ્રેડફોર્ડ, તા. ૧૫–૫–૧૯૦૧.)

"સ્વરાજ્યથી થતા લાભ વિષે મારી શ્રદ્ધા અગાઉના જેવીજ દૃઢ છે." (આયર, તા. ૨૯–૧૦–૧૯૦૨.)

"પણ અહીઆં બીજી રાજનીતી છે-સ્વરાજ્ય તથા પ્રજાકીય કારોબાર-અને અમે આ રાજનીતીના પુજારીઓ છીએ.

---

## હીંદી પ્રધાન મી૦ જોન મોરલી.

---

"હા, ગ્રહસ્થો, અંગ્રેજ લોકો આજ સુધી હમેશાં ધારતા આવ્યા છે તેમ માણુસ જાતની હુંચામાં ઉંચી અભીલાષાઓનો સમાવેશ "છુટાપણું" એ પવીત્ર શબ્દમાં થાય છે."

(પામરસ્ટન કલબ, તા૦ ૯-૬-૧૯૦૦)

"તેનો ખ્યાલ એવો હતો કે, અમલદાર વર્ગની આપખુદ સતા અથવા તો ડોળઘાલુ અમલદારોને સત્તા આપવામાં સારા રાજકારોબારનું મુળ આવેલું નથી. તેઓએ તે દેશના લોકોનાં અંતઃકરણ તથા મગજમાં ઉંડાં આવેલાં છુટાપણાં તથા રાજીખુશીનાં તત્વો જાગરૂત કરવાને કોશેશ કરવી જોઈએ."

(આરબ્રોથ, તા૦ ૨૩-૧૦-૧૯૦૩)

---

## હીંદને થોડા વખતમાં સ્વરાજ્ય મળવાની આશા રાખવાનાં કારણો.

હાલમાં જાગૃત થયલા જુસ્સાના, છુટાપણાંની પ્રેરણા તથા દંતકથાઓના, અને હાલના લીબરલ રાજદવારીઓના લીબરલ વિચારોના અભ્યાસ ઉપરથી હું સંપુર્ણ રીતે એવી વકી રાખું છું કે, નુકસાન ભરેલી રાજનીતીનો અંત નજીક આવ્યો છે. અને હીંદ થોડા વખતમાં છુટાપણું તથા સ્વ-રાજ્ય મેળવશે. હું આશા રાખું છું કે, આવી વકી તથા આશા રાખવામાં હું વાજબી છું.

બાનુઓ અને ગ્રહસ્થો, અંગ્રેજોના માફક આપણે પણ ઇનસાફ; પ્રમાણીકપણા, તથા માનના શક્તિવાન નૈતિક ગુણોનું બળ ધરાવીએ છીએ, પણ જન્મથી મળેલા હકો. આપણને કબુલાતથી આપવામાં આવેલા હકો, તથા લોકોનો મોટો ભાગ ગરીબાઇ, મરકી, દુકાળ, પાયમાલી, ઉતરતી શકિત વગેરે જે દુઃખો ભોગવે છે તે દુઃખો એકદમ જરૂ-રીયાત તરીકે અટકાવવાની સત્તા આપણે ધરાવતા નથી. આપણે જો તે નૈતીક ગુણોનું બળ, જે બળની અસર ઇંગ્રેજ જેવી પ્રજા ઉપર ઘણી અસરકારક છે, તે બળ ઉપ યોગમાં લઇએ તો આપણને ફતેહ મળ્યા વગર રહે નહી- આપણે માટે જે જરૂરનું છે તે ખુદ અંગ્રેજો પાસેથી ઘટો

શીખવાનો છે—આ ધરો અરજીઓ કરીને, મેળાવડાઓ કરીને તથા શાંત રીતે પણ ઉતસાહ સહીત સભાઓ ભરીને ઘણા મોટા વીસતાર ઉપર તથા ઘણા ખંત સહીત હીલચાલ કરવાનો છે. આપણે આપણા હકો તથા નૈતીક ગુણનાં બળ જે આપણે માટે ઘણી શક્તિ ધરાવનારાં છે તેને ફેંકી દેવાં નહિ. હું ફરીથી આ બાબત વિશે થોડું કહીશ.

---

## આમની સભામાં હીંદની વધેલી લાગવગ.

---

હાલની સરકારના કેટલાક આગેવાનોમાં આવા આશાજનક વીચારો તથા એકરારો હોવાથી આપણને આમની સભામાં તથા વરતમાનપત્રોમાં વધુ બળ મળે છે. હિન્દના લાભ માટે ઉભી થયલી પારલામેંટના સભાસદોની કમીટીમાં આપણી તરફના આશરે ૨૦૦ સભાસદો છે. કામદાર વર્ગના સભાસદો, આઈરીશ નેશનેલીસ્ટ સભાસદો તથા રેડીકલ સભાસદો આપણા તરફ દીલસોજી ધરાવે છે. આપણી તરફેણ કરનારાં કેટલાંક લીબરલ વર્તમાનપત્રો જેવાં કે "ધી ડેલી ન્યુસ," "ધી ત્રીબ્યુન," "ધી મોરનીંગ લીડર", "ધી માનચેસ્ટર ગારડીયન", "ધી સ્ટાર", "ધી ડેલી ક્રોનીકલ", "જસ્ટીસ", "ઇન્વેસ્ટર્સ રીવ્યુ" "રેનોલડઝ," નયુ એજ," વગેરે. તે બધાં વરતમાન-

પત્રો હીંદના હકો તથા હીંદની માગણીઓ ઉપર ઇનસાફ-પુરવક વિચાર ચલાવે છે. આપણે " ઇનડીઆ " પત્રને શકતીવાન વાજીંત્ર બનાવવું જોઈએ. કામદાર વરગ બ્રીટીશ નેશનેલીસ્ટ પક્ષ, રેડીકલ પક્ષ તથા લીબરલ પક્ષ એ બધા પક્ષના સભાસદો સામાનય રીતે હીંદી બાબતોમાં ઘણું ભારે હીત લે છે. અંગ્રેજ લોકોનો મોટો ભાગ, જે ઇનસાફ તથા પ્રમાણીકપણાંને બધી સંભવીત સાંસારીક ચીજોમાં ચહડીયાતી ગણે છે, તેઓની નજર પણ હવે ઘણાં માઠાં પરિણામવાળાં સંકટ તથા ગરીબાઈથી પીડાતી મહાન હિન્દી પ્રજા તરફની પોતાની ફરજો તરફ ઉઘડવા લાગી છે. જયારે હું આમની સભામાં બેઠક ધરાવતો હતો અને તે વખતે આમની સભામાં હું એકલો હિન્દી સભાસદ હતો ત્યારે મને આઈરીશ, રેડીકલ તથા કામદાર વર્ગના સભાસદો તરફથી મદદ મળતી હતી. હું મદદ વગરનો તથા એકલો છું એવું મને કદી લાગ્યું નહોતું, અને હું મારી કેટલીક કોશિશોમાં ફતેહમંદ થયો હતો.

---

## રાજદ્વારી છુટકારા માટેની હાલની તક જવા નહીં દેવાની ભલામણ.

---

આપણને સ્વરાજય મળે ત્યાં સુધી આમની સભામાં આપણા ઘણા હિન્દી સભાસદો હોવા જોઈએ. હાલના જેવા

અનુકુળ સંજોગોને વખતે આપણે આપણા રાજદ્વારી છુટકારા માટેની આ તક તેનો બનતો લાભ લીધા વગર જવા દેવી નહિ જોઈએ. સાથે સાથે, એ પણ ખરૂં છે કે, આપણે આપણી સાંસારિક તથા ઔદ્યોગીક સ્થિતિ પણ સુધારવા માટે બનતું કરવું જોઈએ. પણ એવું જો કે હું કબુલ કરૂં છું કે, આપણને એટલી બધી નિરાશી મળી છે કે, આપણે વિશ્વાસ તથા આશા ખોઇ બેઠા છીએ તો પણ આપણા રાજદ્વારી છુટકારા માટે જ્યારે આખરે આ તક આવી છે ત્યારે તે તક આપણે ગુમાવીશું તો આપણે ઘણી મુર્ખાઈ કરી કહેવાશે તથા આપણે માટે તે ઘણો કમનસીબ બનાવ થઇ પડશે.

છુટાપણા તથા સ્વરાજ્ય માટેનો પુરાણો પ્રેમ અંગ્રેજોમાં જાગ્રત થએલો હોવાથી આપવામાં આવેલી કબુલાતો તરફ તથા આપણા હકો તરફ માનની નજરથી તેઓ ફરીથી જોવા લાગેલા હોવાથી તેમજ આપણને તેઓ બ્રીટીશ શહેરીઓ તરીકે ગણવા લાગેલા હોવાથી હું આવી આશા રાખું છું. હું હિન્દ માટે સ્વરાજ્યની વફાદાર માનવંત તથા ઇન્સાફી રાજનીતિ સ્વીકારવામાં આવવાની આશા રાખું છું, અને તે રાજનીતિ ઉતાવળેથી શરૂ કરવામાં આવશે.

## હિન્દના લાભમાં સમાયલો ઇંગ્લંડનો લાભ.

મેં મારી આશાઓ તથા તે આશાઓ માટેનાં કારણો તમો આગળ જણાવ્યાં છે. પણ નીતિનો કાયદો, જેમાં કુદરતનું મોટામાં મોટું બળ સમાયલું છે, તે કાયદા મુજબ આપણા લાભમાં ખુદ ઇંગ્લાંડનો મોટો લાભ સમાયલો છે. મી. જોન બ્રાઈટે ડહાપણ ભરેલી રીતે જણાવ્યું છે કે "હિન્દના લાભમાંથી ઇંગ્લાંડને લાભ થાય છે.... ઇંગ્લંડને શ્રીમંત બનાવવું હોય તો હિન્દને પણ શ્રીમંત બનાવવું જોઈએ." હિન્દી પ્રધાન મી. મોરલીએ પણ વ્યાજબી રીતે જણાવ્યું છે કે "નહિ; ગ્રહસ્થો કાયદાસર જે કોઈ એક ખરી બાબત કરવામાં આવે, પછી તેનો વિસ્તાર ગમે તેવો સાધારણ હોય તો પણ એક કાયદાસર કરવામાં આવેલી ખરી બાબતમાંથી અગાઉ નહિ ધારેલી એવી સંખ્યાબંધ ખરી બાબતો નીપજવા પામે છે. (ડંડી તા. ૯-૧૨-૧૮૮૯). જે પ્રમાણે સંસ્થાનો સ્વરાજ્યથી આબાદ થયાં છે તે પ્રમાણે હિન્દને સ્વરાજ્ય વડે આબાદ થવા દેવામાં આવે તો તેથી નીતિના કાયદાના સર્વોપરીપણા તથા ખરા સુધારાના પુરાવા તથા સાબિતી તરીકે બ્રીટીશ શહેનશાહતની રૈયત તથા માણસજાત માટે કીર્તિ અને લાભોનો કેટલો બધો મોટો વિસ્તાર ઉઘડવા પામશે.

## નામદાર શહેનશાહ જોગ હકો માટે મોકલવી જોઇતી અરજીઓ.

જે વખતે આપણે હાલના અંગ્રેજ રાજદ્વારીઓના મનમાં, આપણને સ્વરાજ્યની ફરજો સોંપવામાં આવે, તે ઠસાવવા માટે પ્રયતન કરીયે છીયે, તે વખતે આપણી એક બાજુ તરફની ફરજ એ છે કે, તે રાજદ્વારીઓને આપણે દરેક રીતે ટેકો આપવો જોઇએ અને તે વખતે સ્વરાજ્ય ચલાવવા માટે અને સ્વરાજ્ય ભોગવવા માટેની ખરી સમજ માટે હીંદી પ્રજાને તઈયાર કરવી જોઇએ અને બીજી બાજુએ બ્રીટીશ પ્રજાની ખાતરી કરી આપવી જોઈયે કે અમો સ્વરાજ્ય યોગ્ય રીતે માગીયે છીએ અને બ્રીટીશ પ્રજાને મળતા સઘળા હકો અમોને મળતા સઘળા હકો અમોને મળવા જોઇએ. મારી સુચનાઓ હું કોન્ગ્રેસ સનમુખ મનન કરવા માટે મુંકું છું. આબાબતને ખરૂં રૂપ આપવા માટે આપણા હક માટેની અરજી (પીટીશન ઓફ રાઈટસ) નામદાર શહેનશાહને, આમની સભાને તથા ઉમરાવોની સભાને મોકલી આપવી જોઈએ. ૧૬૮૯ ના બ્રીટીશ બીલ ઓફ રાઈટસના પાંચમા કાનુન મુજબ "પ્રજાને શહેનશાહ ઉપર અરજીઓ મોકલી આપવાનો હક આપવામાં આવ્યો છે.

## મહાન ફંડો સ્થાપવાની જરૂર.

મનન કરવા માટે મારી બીજી સુચના એ છે કે, સ્વદેશ સેવા માટે તવંગર હિન્દીઓએ મોટાં ફંડો સ્થાપવાં જોઇએ. હિન્દુસ્તાનના દરેક ખુણાઓમાં જવાને અને પ્રજાને પોતાની ભાષાઓમાં આપણા બ્રીટીશ હકો સંબંધી સમજાવવાને અને તે હકો કેવી રીતે ભોગવવા તે સંબંધી સમજ આપવા માટે બાહોશ માણસો અને ઉત્તમ વક્તાઓનું મંડળ સ્થાપવા માટે આ ફંડનો ઉપયોગ કરવો જોઇએ. સ્વરાજ્યના સઘળા બ્રીટીશ હકો આપણે યોગ્ય રીતે માગીએ છીએ અને તે આપણને મળવા જોઇએ, તેની ખાત્રી બ્રીટીશ પ્રજાને કરી આપવા માટે બાહોશ વક્તાઓનું બીજું મંડળ ઇંગ્લંડ મોકલવા માટે અને ત્યાં મોટી સભાઓ ભરવા માટે આ ફંડનો ઉપયોગ કરવો જોઇએ. તેમ કરવાથી મારી ખાતરી છે કે, અંગ્રેજોની ઇન્સાફની લાગણી ખીલવાશે અને હાલના રાજદ્વારીઓના, હિન્દુસ્તાનને ટુંકામાં ટુંકા સમયમાં જોખમદાર સ્વરાજ્ય અપાવવાના કામમાં, બ્રીટીશ પ્રજા તેમને મદદ કરશે. અહીંઆં તેમજ ઇંગ્લંડમાં આપણે ઘણી મોટી ચર્ચા ચાલુ રાખવી જોઈએ. અનાજના કાયદા વિરૂદ્ધ લડત ચલાવવા માટે, મારા ધારવા મુજબ વીશ લાખ ખર્ચવામાં આવ્યા

હતા અને તેને માટે ઘણી ચર્ચા થઇ હતી. તેજ પ્રમાણે આપણે આપણી જાતને મદદ કરતાં શીખવું જોઈએ.

મેં શરૂઆતમાં જણાવ્યું છે કે, આ કોન્ગ્રેસની ફરજો બે પ્રકારની છે. સ્વરાજ્ય માટે હાલની રાજનીતિમાં ફેરફાર કરવાનું મુખ્ય અને અતિ ઉપયોગી કામ છે.

હાલનું રાજતંત્ર જેમ ચાલે છે અને જ્યાં સુધી તે પ્રમાણે ચાલે ત્યાં સુધી તેની નહિ દુર થઈ શકે તેવી અને નકામી ખામીઓની સખ્ત તપાસ ચલાવવી એ બીજું કાર્ય છે, અને હાલના રાજ્ય કારોબારના મુખ્ય નિયમો સંગીન નહિ હોવાથી તેમાં ચાલુ ખામીઓ જોવામાં આવે છે અને બીજી ખામીઓ હમેશાં કુદરતી રીતે નવી ઉત્પન્ન થાય છે. આ ખામીઓ કોન્ગ્રેસે તપાસવી જોઇએ અને તેને બની શકે તેટલી રીતે દુર કરવા માટે જ્યાં સુધી સ્વરાજ્ય મળે ત્યાં સુધી ઉપાયો કામે લગાડવા માટે કોન્ગ્રેસે પગલાં લેવાં જોઇએ. જે વખતે હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળશે તેજ વખતે હિન્દુસ્તાન હાલની ખામીઓમાંથી અને તેને લીધે જન્મ પામતાં સંકટોમાંથી મુક્ત થશે.



## બંગાળાના ભાગલા અને સ્વદેશી હિલચાલ.

આજ એકવીશ વર્ષ થયાં આ કામ કોંગ્રેસ તરફથી મોટે ભાગે બજાવવામાં આવે છે અને કૃત્રિમ અને ખર્ચાળુ રાજકારોબારમાં જેટલો બને તેટલો સુધારો કરવાને જે વિવિધ ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, તે સબજેક્ટ કમીટી તમારી સન્મુખ રજુ કરશે. આ બાબતમાં હું તમોને વધુ કંટાળો આપત નહિ, પણ કોંગ્રેસના કામના બીજા ભાગના સંબંધમાં–બંગાળાના ભાગલા અને સ્વદેશી અથવા "બોયકોટ" ની હીલચાલના સંબંધમાં હું થોડુ બોલવા માગું છું.

## ઇંગ્લંડે કરેલી મોટી ભુલ.

બંગાળાના ભાગલા બંગાળીઓને ખરા મોટા દુઃખનું કારણ થઇ પડયા છે. ઇંગ્લંડે આ એક ખરાબ ભુલ કરી છે. હું નાસીપાસ થતો નથી, પણ આશા રાખું છું કે, આ ભુલ હજી પણ સુધરી શકે તેમ છે. આ વિષય બંગાળીઓ તરફથી એવી ઉત્તમ રીતે ચર્ચાઈ ગયો છે કે, તેના સંબંધમાં હું કંઈ વધુ બોલવા માગતો નથી. પણ તેના સંબંધમાં ચર્ચા અને ચર્ચા કરનારાઓ વિષે ઘણું

સાંભળીએ છીએ. ઈંગ્લાંડના રાજદ્વારી, સંસારીક અને હુન્નર ઉદ્યોગના ઇતિહાસનો આત્મા ચર્ચાજ છે. ચર્ચાથીજ ઈંગ્રેજો કીર્તિવંત પરિણામો લાવવા શક્તિમાન થયા છે; તેઓની આબાદી, તેઓની સ્વતંત્રતા અને ટુંકામાં દુનિયાના દેશોમાં તેમની પ્રથમ પંક્તિ તેઓ ચર્ચાથીજ મેળવવા પામ્યા છે.

---

## ચર્ચા અને હિલચાલ.

---

ઈંગ્લંડમાં દરરોજ ચર્ચા, ચર્ચા અને ચર્ચા સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી. સ્હવારમાં પત્ર ઉઘાડતાં શરૂઆતથી છેડા સુધી ચારે બાજુએ ચર્ચા–કોંગ્રેસો અને કોનફરનસો–સભાઓ અને ઠરાવો–સ્થાનીક અને રાષ્ટ્રીય હીલચાલો એજ જોવામાં આવે છે. વડા પ્રધાનથી તે છેલ્લામાં છેલ્લી પંકતીનો રાજદવારી, તેને જે જોઇએ છે તેને માટે ચર્ચા કરવાનો ધંધો લઇ બેઠેલો છે. ચર્ચા, માનસીક બળનું સુધરેલા જમાનાનું શાંત હથિયાર છે અને જ્યાં બની શકે ત્યાં શારીરિક પશુબળ કરતાં ઘણુંજ પસંદ કરવા જોગ છે. આ વિષય ઘણો લલચાવનારો છે. પણ હું એટલુંજ કહીશ કે, અગ્રેજ ચર્ચા કરનારાઓન યુનીવરસીટીમાં હીંદી વર્તમાનપત્રોવાળાઓએ

માત્ર મેટ્રીકયુલેશનનીજ પરીક્ષા પસાર કરેલી છે, જ્યારે અંગ્રેજી વર્તમાનપત્રોવાળાઓએ એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. પહેલાઓ બીજાઓના માત્ર ચેલાઓ છે અને અંગ્રેજી વર્તમાનપત્રવાળાઓએ મગરૂર થવું જોઈએ કે તેઓના ચેલાઓ પોતાના ગુરૂઓને જેબ આપે છે. એક અંગ્રેજ રાજદ્વારીના થોડા શબ્દો શાંત કરનારા અને સંતોષ આપનારા થઈ પડશે. મેકોલેએ પોતાના એક ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કેઃ—

"મારો મત એવો છે કે, જે લાભકારક સુધારાઓ આપણે પ્રાપ્ત કરવાને શક્તિમાન થયા છીએ, તે સઘળા સુધારાઓ ચર્ચાનેજ આભારી છે અને ચર્ચા કર્યા શિવાય આપણે તે કદી મેળવી શકયા ના હોત.*** સત્ય વાત એ છે કે, લોકપ્રિય કારોબારથી આપણે ચર્ચાને જુદી પાડી શકતા નથી.*** શું ગુલામોનો વેપાર ચર્ચા શિવાય કદી પણ નાબુદ થયો હોત? શું ગુલામગીરી ચર્ચા શિવાય કદી પણ નાબુદ થઈ હોત?

ઇંગ્લંડની દરેક હીલચાલો—સેંકડો સ્થાનિક અને રાષ્ટ્રીય–સોંઘું હથિયાર, સભાઓ, વિરૂદ્ધ હીલચાલો અને ચર્ચા કરી પારલામેન્ટને અરજી કરવામાં સમાયલી છે. "તમારો તાબેદાર સેવક" એ શબ્દો પત્રમાં લખવામાં આવવાથી જેમ લખનારને તાબેદાર સેવક બનાવી દેતા

નથી, તે પ્રમાણે આ અરજો કંઇ મહેરબાની દાખલ માગવામાં આવતી નથી. ઉંચા સત્તાધિકારીઓ પાસે દાદ મેળવવાનો આ એક ધારા મુજબનો માર્ગ છે. હકો, ન્યાય અથવા તો સુધારાઓ માટે અરજો એ પણ એક જાતનો હક છે, અને તે વડે કોઈ અમુક બાબતમાં જાહેર પ્રજા કેવી રીતે કામ લેવા માગે છે, તે પાર્લામેંટને ભાર મુકીને દર્શાવી આપવાનો એક માર્ગ છે. અત્યાર સુધી આપણી અરજોમાં આપણને થોડી ઘણી નાસીપાસી મળી છે, એ વાત એટલુંજ બતાવી આપે છે કે, આપણે ઘણું માગ્યું છે તેવી નથી, પણ આપણે ઘણી થોડી અરજો કરી છે, પારલામેન્ટનો અગત્યનો અવયવ જેનું ઘાણું વજન પડે છે, તે એ છે કે, પ્રજા જે સવાલમાં લાભ ધરાવે છે તે મેળવવા માટે, તે ઘણીજ આતુર છે. હમણાંજ થોડા વખત અગાઉ ખજાનની મી. એસ્કવીથે, સ્ત્રીઓને હક નહિ આપવાના સંબંધમાં જણાવ્યું હતું કે, સ્ત્રીઓનો મોટો ભાગ હક મેળવવા માટે આતુર છે, એવો પુરતો પુરાવો હોય એવું હું જોઇ શકતો નથી. આપણને જે જોઇએ છે તેને માટે આપણે અરજ કરી નથી તેમજ આપણે પુરતી ચર્ચા માટે હીલચાલ કરી નથી, દરેક ઉપયોગી બાબતોમાં પારલામેન્ટને આપણે સેંકડો અને હજારો અરજીઓ કરવી જોઈએ–અને તે અરજીઓ ઉપર હિન્દુસ્તાનના સઘળા ભાગોમાંથી લોકોની સહીઓ મેળવવી જોઈએ.

———o———

## સંખ્યાબંધ સહીઓ સાથની અરજીઓ કરવાની જરૂર.

---

ઈંગ્લંડ ખાતેનો એક તાજો દાખલો લઈશું તો સરકારી દેવળોના પક્ષકારોએ કેળવણીને લગતા ખરડા સામે અકટોબર માસની શરૂઆત સુધીમાં ૧૪૦૦ સભા ભરેલી જાણવામાં આવી હતી. આ ઉપરાંત બીજી ઘણી સભાઓ ભરવામાં આવેલી જાણવામાં આવી નથી. તે સભાઓએ સાડાસાત લાખ સહી સાથે તે ખરડા સામે અરજીઓ કરી હતી. તે વખત પછી તેઓ વધુ અને વધુ ઉદ્યોગી બન્યા છે. આપણે અંગ્રેજ સરકાર પાસેથી ખરી રીતે ઈન્સાફ મેળવવા માગતા હોઇએ તો હિન્દમાં દરેકે દરેક, સઘળે ખુણે ખોચરે આવેલાં મથકો ખાતે પણ શાંત રીતે હીલચાલ કરો, અને તે સરકારને ખાતરી કરીઆપો કે આપણે આપણી હીલચાલમાં ખંતીલા છીએ. હું ખુશી થયો છું કે બંગાળીઓએ તે ધડો મેળવ્યો છે, અને તેવી હીલચાલની શરૂઆત કીધી છે. આખા હિન્દે આ ધડો—નાણાના ભોગનો તથા ખંતીલા અંગત કામનો ધડો—લેતાં શીખવું જોઈએ.

---

## હીલચાલ કરવાનો હેતુ.

હીલચાલ કરવાનો અર્થ લોકોને ખબર આપવાનો થાય છે. હિન્દીઓના હક શું છે, તથા તે હકો તેઓએ શા માટે અને કેવી રીતે મેળવવા તે હિન્દીઓને સમજાવો, અને હિન્દીઓના શું હક છે તથા તે હકો તેઓને શા માટે આપવા જોઈએ તે અંગ્રેજોને સમજાવો. જો આપણે મુંગા રહીએ તો તેઓ એવું કહે છે કે આપણે આપણી સ્થિતિથી સંતોષી છીએ. આપણે બોલીએ તો આપણે કરનારા થઇએ છીએ. જ્યારે સરકાર આપખુદ રીતે તથા ધોરણ વિરૂદ્ધ વરતે છે ત્યારે હિન્દી લોકોને વ્યાજબી રીતે ધારા ધોરણસર વર્તવાનું કહેવામાં આવે છે.

## કાયમને માટે કોઇ બાબત ચોકસ થઇ શકે કે ?

હવે હું "કાયમની થઈ ચુકેલી બાબત"ના સંબંધમાં બોલીશ. પારલામેન્ટમાં હાર ખાતો દરેક ખરડો શું "ચોકસ ઠરેલી બાબત" નથી ? વળતે વરસે તેજ બાબત પાછી દેખાવ આપે છે. સને ૧૯૦૨ નો કેળવણીને લગતો ખરડો ચોકસ થયેલી બાબત હતી. તે આમની સભામાં પસાર થએલો કાયદો હતો. શું તેમ નહોતું ? અને હાલ ટુંકા વખતની અંદર તેના સંબંધમાં કેવી ગરબડ ચાલી

રહી છે? તે માટે હા કેવી હીલચાલ તથા ઉશ્કેરણી થઇ રહી છે, અને થવાની વકી રાખવામાં આવે છે? કદાચ બે સભાઓ વચ્ચે ઝપાઝપી થવાની વકી રહે છે. કાયમને માટે "ચોકસ ઠરેલી બાબત" જેવું કાંઇ છેજ નહિ. વખત બદલાય છે, સંજોગો ખોટી રીતે સમજવામાં આવે છે અથવા સંજોગોને લગતું વધુ જ્ઞાન મળતાં વિચારોમાં ફેરફાર થાય છે, અથવા તો નવાં કારણો ઉભાં થતાં આજે ચોકસ ઠરેલી બાબત આવતી કાલે નાબુદ થાય છે.

---

## રાજદ્વારી મીશનરીઓ.

---

જે બંધારણ હું સુચવું છું અને જે બંધારણને હું બધા પ્રાંતો ખાતેના રાજદ્વારી મીશનરીઓની ટોળીનું નામ આપું છું તે બંધારણથી એક સાથે ઘણાં કામ સરશે— બ્રીટીશ રૈયત તરીકે પોતાના હકો લોકોને જણાવવાનું કામ, અરજ કરીને તે હકોનો દાવો કરવા માટે તેઓને તૈયાર કરવાનું કામ, અને વહેલા મોડા તે હકો મળશે, એટલે જ્યારે તે હકો મળે ત્યારે તે હકોનો કેવી રીતે ઉપયોગ કરવો તથા તે હકો કેવી રીતે ભોગવવા તે તેઓને શીખવવાનું કામ છે.

---

## હીંદને ફરજ્યાત તરીકે શરૂ કરવી પડેલી "સ્વદેશી હીલચાલ"

"સ્વદેશી હીલચાલ" આજકાલની બાબત નથી. મારા ધારવા પ્રમાણે મુંબઈ ખાતે તે હીલચાલ ઘણાં વરસ ઉપર હયાતીમાં આવી હતી. હું વેપારના છુટાપણાંનો હીમાયતી છું, વીસ વરસ થયાં હું કોબડન કલબનો સભાસદ છું તથા તે કલબની કારોબારી કમીટીમાં છું, અને તેમ છતાં હું જણાવું છું કે હીંદનાં નાંણાં સંબંધી સવાલોમાં અકુદરતી રીતે કરવામાં આવતી ચરચુતને લીધે હીંદને "સ્વદેગી હીલચાલ" કરવાની ફરજ પડી છે જ્યાં સુધી હીંદની નાણાં સંબંધી સ્થીતિ અકુદરતી રહેશે તથા હીંદનાં બાળકોના ખરચે તથા તેઓની દરીદ્રતાને ભોગે પરદેશના બાળકોના પગાર, પેનશન વગેરે માટે દર વરસે આશરે રૂપેયા ૨૦૦૦૦૦૦૦૦ આપવાની ફરજ પડતી હોવાથી હીંદ દર વરસે વધારે અને વધારે ગરીબડું થતું જશે ત્યાંસુધી હીંદની સ્થીતિને અર્થશાસ્ત્રના કાનુનો લાગુ પાડવા તે દાઝચા ઉપર ડામ દેવા જેવું થશે. આ બાબત વિષે હું એટલી બધી વાર બોલી ચુકયો છું કે અત્રે હું તે વીષે વધારે બોલીશ નહી—હું તે વિષે મારૂં પુસ્તક જોવાનું જણાવું છું. હું અંગ્રેજોને એવો સવાલ કરૂં છું કે હીંદનાં નાણાં સંબંધી સ્થિતિમાં કુદરતની વિરૂદ્ધ જે માથું

મારવામાં આવે છે તેવી વર્તણુક અંગ્રેજો ઈંગલંડના સંબંધમાં, દોઢસો વરસ તો બાજુએ રહ્યાં પણ, એક પણ દીવસ ચાલવા દે ખરા કે? નહી, કદી ચાલવા દે નહી. ઈંગલંડ તેવી વર્તણુકને કદી પણ આધીન થાય નહિ. હીંદી પ્રધાન મી૦ મોરલીએ તેવુંજ કહ્યું છે. તે નામદાર જણાવે છે કે "દેશના નાણાં સંબંધી સવાલમાં ખોટી રીતે ચરચુત કરવાથી પ્રજાની હયાતી પણ જોખમમાં આવી જાય છે."

---

## રાજદ્વારી હેતુઓ માટે સંપૂર્ણ ઐકયતાની હીંદીઓની ફરજ.

---

હીંદીઓ માટે મેં જે ફરજો જરૂરની બતાવી છે તેમાંની એક ફરજ જો કે હું અહીં છેવટે બતાવું છુ તો પણ ઓછી અગત્યની નથી. તે ફરજ બધા ધર્મના તથા બધા વર્ગના હીંદીઓ વચ્ચે રાજદ્વારી હેતુઓ માટે સંપૂર્ણ ઐકયતાની છે. હું તમો બધાંને તેમ કરવાની અરજ કરૂં છું–તમે ચાહો તો મને ભીક્ષુ કહો–કોઇ સારા કામમાં તથા કોઈ સારા કામ માટે જરૂર પડવાથી ભીક્ષુક થતાં હું શરમાતો નથી. હું આવી ઐકયતા માટે હીંદીઓને અરજ કરૂ છું કારણ કે જેવી રીતે અંગ્રેજોના હાથમાં જે બાબતો હોય તે બાબતો માટે હું અંગ્રેજોને અરજ કરૂં છું તે પ્રમાણે જે બાબતો હીંદીઓના હાથમાં હોય તે માટે

હું તેઓને અરજ કરૂં છું. બધા લોકો વચ્ચે રાજદ્વારી હેતુઓ માટેની સંપૂર્ણ ઐકયતા માટેની આ અરજમાં હું મારા એસ્લામી બંધુઓને ખાસ અરજ કરૂં છું. તેઓની સંખ્યા મોટી છે. હીંદની અંદર તથા હીંદની બ્હાર તેઓ રાજકર્તા હતા. હાલ પણ હીંદની અંદર તથા હીંદની બ્હાર ઈસ્લામી રાજકર્ત્તાઓ છે. હીંદના એક મોટામાં મોટા દેશી રાજયના દેશી રાજકર્ત્તા એસલામી છે—હું નામદાર નીઝામના સબંધમાં બોલુ છુ. બીજા એસ્લામી રાજકર્ત્તાઓમાં જુનાગઢ, રાધણપુર, ભોપાલ તથા બીજાં મથકોના રાજકર્ત્તાઓ છે.

---

## પહેલા હીંદી બેરીસ્ટર તથા સોલીસીટર ઇસ્લામી હોવા માટે ઇસ્લામીઓએ લેવી જોઇતી મરૂગરી.

---

કેળવણીની બાબતમાં તેઓ પછાત છે તેમ છતાં પહેલા હીદી બેરીસ્ટર મી૦ બદરૂદીન તઈયબજી તથા પહેલા સોલીસીટર મી૦ કામદીન તઇયબજી હોવા માટે તેઓ મગરૂર થઈ શકે તેમ છે. મુંબઈના વેપારનો મોટો ભાગ એસ્લામીઓના હાથમાં હોવાની વાત સારી રીતે જાણીતી છે. તેઓનો મુખ્ય હેતુ તથા તેઓની મુખ્ય કોશેશ એકદર કેળવણીનો પ્રચાર કરવા માટે હોવાં જોઈએ. સર સઇયદ અહમદ તથા નામદાર જજ મી૦ બદરૂદીને એસ્લા-

મીઓમાં કેળવણી ફેલાવવા માટે પોતાથી બનતું કર્યું છે. તેઓ એક વખત હીંદુના જેવા કેળવાયલા થાય તો પછી તેઓને કોઈ જાતનુ ડરવાપણું રહેતું નથી. દરેક જાતની હરીફાઈમાં ટકી શકવા માટે, તથા દરેક બાબતમાં પોતાનો ઘટતો હીસ્સો–જેમાં સરકારી નોકરીનો માત્ર ઘણો નાનો ભાગ છે–મેળવવાને માટે તેઓ પુરતી બાહોશી, શક્તિ તથા બુદ્ધિ ધરાવે છે. સરકારી નોકરીમાં કાંઈ બધી બાબ તોનો સમાવેશ થતો નથી.

---

## એકત્ર થવાની જરૂર.

---

મારા અવાજની કાંઇ અસર થઇ શકે તેમ હોય તો હુ એવુ ઇચ્છીશ કે એસ્લામીઓમા કેળવણીનો ફેલાવો કરવા માટે સરકાર દરેક બનતી મદદ આપે. એક વખત સ્વરાજ્ય મળ્યુ કે તરતજ બધા આબાદ થવા લાગશે, પણ તે વખત આવ્યા પહેલાં તેમ થશે નહિ. તેટલા માટે બધા લોકોએ પોતાના છુટકારા માટે સંપૂર્ણ રીતે એકત્ર થવાની પુરતી જરૂર છે.

બધા લોકો રાજદ્વારી સ્થિતિમાં તો એકજ હોડીમાં બેઠેલા છે. તરે તો બધા તરી શકે અને ડુબે તો પણ બધા ડુબે. એકત્ર થવા વગર બધી કોશેશો ફોકટની છે. સામાન્ય કહેવત છે—અને સામાન્ય બુદ્ધિ પણ તેમ જ કહે છે–કે "એક સંપથી મુશ્કેલ કામ પણ સિદ્ધ થઇ શકે છે."

---

## હીંદુઓ તથા એસ્લામીઓ વચ્ચે લોહીનાં સગપણની ગાંઠ.

---

હું અહી એક બીજી બાબત પણ જણાવીશ જો મારી ભૂલ થતી ન હોય તો મારો ખ્યાલ એવો છે કે બંગાળી એસ્લામીઓનો મોટો ભાગ થોડી પેઢી ઉપર જાતે તથા લોહીમાં હીંદુઓ હતા. આ પ્રમાણે હીંદુઓ તથા એસ્લામી વચ્ચે સગપણની ગાંઠ છે. હાલ પણ બંગાળી એસ્લામીનો મોટો ભાગ પોતાના હીંદુભાઈઓમાંથી સહેલાઇથી ઓળખી શકાતા નથી. ઘણાં સ્થળે હીંદુઓ તથા એસ્લામીઓ સાંસારિક ખુશાલી તથા દીલગીરીના મેળાવડામાં જોડાય છે. એક જ લોહીની બે કોમો વચ્ચેની કુદરતી લાગણી અટકાવી શકાય નહિ. મુંબઇ તરફ ગુજરાતના હીંદુઓ તથા એસ્લામીઓ બધા એક જ ગુજરાતી ભાષા બોલે છે, અને એક જ ઓલાદમાંથી ઉતરી આવેલા છે. મહારાષ્ટ્રમાં પણ હીંદુઓ અને એસ્લામીઓ એક જ ભાષા બોલે છે, અને એક જ ઓલાદમાંથી ઉતરી આવેલા છે—અને હું ધારૂં છું કે ઉતર હીંદુસ્તાન કે જયાં હીંદ ઉપર મુખ્ય ચડાઈ લઇ આવનારા એસ્લામીઓના વંશજો છે, તે સીવાય આખા હીંદમાં બધે તેમ જ છે, પણ ઉત્તર હીંદ ખાતેના તે એસ્લામીઓ પણ હવે હીંદના વતનીજ છે.

---

## સર સૈયદ અહમદનું સ્વદેશાભિમાન.

---

સર સૈયદ અહમદ પ્રજાની ઘણી જ દાઝ ધરાવતા હતા. મારા તથા તેમના વચ્ચે બનેલો એક બનાવ હું વર્ણવીશ. તેઓ જ્યારે પહેલી વખત ઇંગલંડની મુલાકાતે આવ્યા ત્યારે હું અને તેઓ સર સી૦ વીંગફીલ્ડના મકાનમાં મળ્યા હતા. તેઓ તથા તેમના મીત્રો કોઈની રાહ જોતા બેઠા હતા, તેવામાં મને તે ઓરડામાં લઈ જવામાં આવ્યો હતો. તેમના એક મીત્રે મને ઓળખી કાઢયો અને મારી સર સૈયદ અહમદ સાથ ઓળખાણ કરાવી. તેમણે મારૂ નામ સાંભળ્યું કે તરતજ તેઓએ મને જોરથી કોટી કીધી અને ઘણી ખુશાલી જાહેર કીધી. અનેક રીતે મેં જાણ્યું કે તેમનું મન આખા હીંદને એક પ્રજા ગણીને તેનુ કલ્યાણ કરવાનુ હતું. તેઓ મહાન્ તથા ઉદાર વીચારવાળા સ્વદેશાભિમાની હતા. થોડા વખત ઉપર મેં તેમનું જીવનચરીત્ર વાંચ્યું ત્યારે મારામાં તેમને માટે માન તથા વખાણની લાગણી ઉભરાઇ આવી હતી. તેમના જીવનચરીત્રની મારી નકલ મને મળતી નહી હોવાથી હુ આ તકે સર હેનરી કોટને “ ઇન્ડીઆ” પત્રના ગઇ તા. ૧૨ મી આકટોબરના અંકમાં જે વીગતો જણાવી છે તે અત્રે જણાવીશ.

---

## એક સંપથી કામ કરવાનો સર હેનરી કોટનનો ઉપદેશ.

સર હેનરી કોટન જણાવે છે કે હિન્દુઓ અને એસ્લામીઓ હિન્દની બે આંખ સરખા છે. એકને ઈજા કરવાથી બીજી આંખને પણ ઈજા થાય છે. "આપણે બધી રીતે એક થવું જોઇએ, અને સાથે મળીને કામ કરવું જોઇએ; એક સંપ હોય તો આપણે અરસપરસ મદદ કરી શકીયે, અને એકસંપ ન હોય તો એક વીરૂધની બીજાની કોશેશથી બંનેની પડતી તથા નાશ થશે."

## બંગાળીઓને લીધે હિંદમાં સ્વદેશાભીમાનની થયલી ખીલવણી.

લાયક માણુસની સર સૈયદ અહમદ તરત કદર પીછાનતા હતા અને તે જાહેર કરવાને તે કદી ચુકતા નહી હતા. તેમણે જણાવ્યું છે કે "હું તમને ખાત્રી આપું છું કે આપણા દેશમાં માત્ર બંગાળીઓજ એવા લોક છે કે જેને માટે આપણે મગરૂર થઈ શકીયે, અને તેઓને લીધેજ આપણા દેશમાં જ્ઞાન, છુટાપણાં તથા સ્વદેશાભીમાનની ખીલવણી થઇ છે. હું ખરૂં કહું છું કે બંગાળીઓ હિન્દુસ્તાનની બધી કોમોના ખરેખર વડા તથા તાજ છે. પ્રજા

શબ્દમાં હું હિન્દુઓ તથા ઈસ્લામીઓ એ બન્નેનો સમાવેશ કરૂં છું કારણ કે તે શબ્દને માત્ર હું તેજ અર્થ આપી શકું છું."

તે મહાન પુરૂષની આવી રીતની ડહાપણ તથા સ્વદેશાભીમાનની લાગણી ભરેલી સલાહ હતી, અને હું આશા રાખું છું કે આ સલાહ આપણા એસ્લામી મીત્રો અંતઃકરણમાં કોતરી રાખશે. હું એક વખત ફરીથી જણાવું છુ કે હિન્દના બધા લોકો કોઇપણ જાતની અડચણ વગર સંપુર્ણ રીતે એકત્ર થવા ઉપરજ આપણા છુટકારાનો આધાર રહેલો છે.

---

## કોંગ્રેસને બંધારણ આપવાનો સવાલ.

---

કોંગ્રેસને અમુક બંધારણ આપવાના સવાલના સંબંધમાં મેં ઘણું વાંચેલું છે. હું ધારૂં છું કે જેમ એક ખરડો સંપુર્ણ રીતે કરવામાં આવે છે તે પ્રમાણે જેઓએ આ સવાલ ઉઠાવ્યો છે તેઓ કોંગ્રેસના બંધારણને લગતો ખરડો તૈયાર કરવા માટે વાજબી માણસો છે. તે ખરડો રજુ કરવામાં આવતાં કોંગ્રેસ તે ઉપર વીચાર ચલાવશે અને વધુ મત જે પ્રમાણે થશે તે પ્રમાણે વર્તવામાં આવશે.

આપણામાંના દરેકે પોતાથી બનતું કરવું જોઇએ અને સ્વરાજ્યના સામાનય હેતુ માટે એકસંપથી વર્તવું જોઇએ.

---

## સાંસારીક સુધારા તથા ઉદ્યોગની ખીલવણી.

---

છેવટે સાંસારીક સુધારા તથા ઉદ્યોગની ખીલવણીનો સવાલ–એ દરેક માટે ખંતથી કામ કરનારા માણસોનું ખાસ મંડળ હોવું જોઇએ. તે દરેક ઉપર જુદું જુદું ધ્યાન આપવું જોઇએ. ત્રણે મહાન હેતુઓ–રાજદવારી, સંસારીક, તથા ઔદ્યેગીક–સાથે સાથે કામ કરતા હોવા જોઇએ. એક હેતુની ખીલવણી થતાં તેની અસર બીજા હેતુ ઉપર થશે. પણ હિન્દી પ્રધાન મી૦ મોરલી વાજબી રીતે ઘણા ઉંડાં જ્ઞાનથી જણાવે છે કે “ અંતે રાજદ્વારી નીયમો આપણી પ્રજાકીય મહાત્વતા, બળ તથા આશાનું મુળ છે, ” અને તે નામદારે કાઢેલો બીજો અગત્યનો ઉદ્દગાર, જે હું જણાવુ છું, તે ઉદ્દગારમા અને આ ઉદ્દગારમાં હિન્દને લગતા સવાલની આખી સ્થીતી સમાઈ જાય છે. તે નામદાર જણાવે છે કે “દેશનાં નાણાં સંબંધી સવાલમાં ખોટી રીતે ચરચુત કરવાથી પ્રજાની હયાતી પણ જોખમમાં આવી જાય છે.”

હિન્દને જે નુકસાન ખમવું પડે છે તે નાણાં સંબંધી બાબતોમાં ખોટી રીતે માથું મારવાનું પરીણામ છે, અને તે માટે એકનો એક ઉપાય એ છે કે “ અંતે રાજદ્વારી નીયમો આપણી પ્રજાકીય મહત્વતા, કૌવત તથા આશાનું મુળ છે. ” અને આ રાજદ્વારી નીયમોનો સમાવેશ સ્વ-

રાજ્યમાં થઈ જાય છે, અને આપણી આશા, ડાવત તથા મહત્વતા સ્વરાજ્યમા વાસ કરી રહ્યાં છે.

દક્ષીણ આફ્રીકા ખાતે બ્રીટીશ હિન્દીઓ તરફ ચલાવવામાં આવતી વર્તણુકની બાબત ઉપર ગંભીર ધ્યાન આપવાની હું તમને ભલામણ કરૂં છું

મેં "પુરવણી ન. ૨" માં કેટલીક બબતો તથા આંકડા જણાવ્યા છે, જે અત્રે વાંચવાની જરૂર નથી.

---

## છેવટનો શદેશો

---

બાનુઓ અને ગ્રહસ્થો, હવે મેં મારૂં કામ ખલાસ કર્યું છે. મારી જીદગીની હવે જે ટુંક મુદત બાકી રહી હોય તેમાં હું કેટલું કામ બજાવી શકીશ તે હું જાણુતો નથી, અને હું મારા દેશ તથા દેશ–બાંધવો માટે પ્રેમયુકત તથા ભકતીભાવનો સંદેશો મુકી જઇ શકું તો તે એ છે કે એ કત્ર થાઓ, ખંતથી કામ કરો ને સ્વરાજ્ય મેળવો કે જેથી દરીદ્રતા, દુષ્કાળ તથા મરકીને લીધે હાલ જે લાખો લોકો મરણ પામે છે તથા પુરતો ખોરાક નહીં મળવાથી જે કરોડો માણસો ભુખમરાનું દુઃખ વેઠે છે, તેઓ બચવા પામે અને દુનિયાની મોટી તથા સુધરેલી પ્રજાઓમાં હિન્દ અગાઉ જે સ્થિતિ ભોગવતું હતું તે સ્થિતિ એક વખત ફરીથી ભોગવતું થાય.

---

## પુરવણી. (૧)

એક લીબરલ તરીકે શી ફરજો બજાવવી જોઇએ તથા દેશની આબાદી અને સુધારાવધારા માટે સ્વરાજ્યની કેટલી બધી જરૂર છે તે વિષે હાલના નામાંકિત રાજદ્વારીઓએ કરેલા કેટલાક એકરારો નીચે ટાંકી બતાવીશ.

### વડા પ્રધાન સર હેનરી કેમ્પબેલ બેનરમેને કરેલા એકરારો.

"એક બાબત એવી છે કે જેના સંબંધમાં હું કદી પણ મચક આપીશ નહિ—આ બાબત તે લીબરલ ટોળી તરફનો મારો ભકિતભાવ અને લીબરલ નિયમોને વફાદારીથી વળગી રહેવાનાં છે. અમે દેશમાં સુધારાવધારા કરનારી ટોળીના સભાસદો છીએ અને કોઇ પણ ચીજમાં હરકત કરનારી કે ઢીલ કરનારી ટોળીના સભાસદ નથી,"

(રીફોર્મ કલબ, ૬—૨—૧૮૯૯)

"લીબરલ ટોળીને તેના એક મહાન સુકાની અને આગેવાને દેશમાં સુધારાવધારા કરનારા મોટા હથિયાર તરીકે વર્ણવેલી છે. સુધારાવધારા કરનારૂં તે એક મોટું હથિયાર છે, અને સવાલ એ છે કે આ હથિયારને સર્વથી સરસ રીતે કેમ વાપરવું ?"

(આમની સભા, ૧૬—૨—૧૮૯૯).

"મેં તમો સન્મુખ જે વિચારો અને અભિપ્રાયો રજુ કર્યા છે તે એક લીબરલનાજ છે. એ વિચારો લીબરલ ટોળીમાં વંશપરંપરાથી ઉતરી આવેલા છે. અમો લોકોનું ભલું, લોકોની મારફતેજ

અને લોકો ઉપર વિશ્વાસ મુકીને શોધી કાઢીએ છીએ. કોઈ પણ જાતના હક યા તો ઇજારા, કોઇ પણ વર્ગ, કોમ યા આસામીને નુકશાનકર્તા હોય છે તો અમો તેનો સદંતર નાશ કરવાની ઇચ્છા રાખીયે છીએ. દેશના માંહિલા કારભારની કે બહારના કારભારની રાજનીતિ ચલાવતી વેળાએ અમો એવો અભિપ્રાય દર્શાવીએ છીએ કે માત્ર સત્ય, કીર્તિ યા દોલતથીજ એક પ્રજા ઉંચી ટોચે પહોંચી શકતી નથી, પણ પ્રમાણિકપણું, અપક્ષપાત ન્યાય અને છુટાપણાથીજ ઉંચી ટોચે પહોંચે છે.”

“જે રાજ્યનો વિસ્તાર મોટો હોય તેને એક બળવાન રાજ્ય ગણવાની ભુલ કરવી જોઇની નથી; તેમજ એક શહેનશાહતની ફતેહ અને કીર્તિ કાંઇ પોતાના પાડોશીઓને કચડી નાખવામાં સમાઈ જતી નથી.”

(ચુંટણી કરનારાઓ સન્મુખ ભાષણ, ૨૧–૯–૧૯૦૦.)

“જ્યાં સુધી દીલસોજ અને સંતોષી પ્રજાની ઇચ્છા મુજબજ કારોબાર નહિ ચલાવવામાં આવતો હોય ત્યાં સુધી બ્રીટીશ સત્તા સલામતી ભરેલી રીતે સ્થાપેલી કહી શકાય નહિ.”

[ઓકસફર્ડ, ૨–૩–૧૯૦૧]

“જેઓ ઉપર આપણે અમલ ચલાવતા હોઇએ તેઓની મરજી વડેજ બ્રિટીશ પ્રજા ઉપર અમલ થઇ શકે.”

[પ્લીમાઉથ, ૧૯–૧૧–૧૯૦૧]

“આ નિયમો અને બીનાઓ શું છે? સદગુણો, અસરકારકપણું તથા સ્વરાજ્યનો ઇન્સાફ આ એક લીબરલ નિયમ છે. પ્રજાકીય લાગણીની કદર બુજવી અને તેને ઉતેજન આપવું તે પણ એક

બીજો લીબરલ નિયમ છે. પ્રજાના પ્રતિનિધિઓ મારફતેજ લોકોની ઇચ્છા જાણી તેનો સ્વીકાર કરવો એ પણ ત્રીજો લીબરલ નિયમ છે.

[લીસ્ટર, તા. ૧૯–૨–૧૯૦૨].

" અમો લીબરલોને અમારા વિચારોમાં તેમજ અમારા કામોમાં છુટાપણાનો ઉપયોગ કરવાની ટેવ પડેલી છે. છુટાપણું એ તો જીંદગીના શ્વાસરૂપ ચીજ છે. આ છુટાપણું એ પવિત્ર નિયમોમાં સમાયલું છે. જમાનાનો એક નિયમ એ છે કે જે વડે શહેનશાહી રાજનીતિને લગતા અથવા ઘરગતુ જરૂરીયાતોને લગતા જે સવાલોના સંબંધમાં આપણો દેશ ગુંચવાડામાં આવી પડે છે તેનો ફડચો થાય છે. પ્રજાની ઇચ્છા મુજબજ અમલ કરવો એ એક સાર્વજનિક સિદ્ધાંત છે. વળી જે લોકોને જે બાબતોના સંબંધમાં કંઇ લાગતુ વળગતું હોય તેમાં એ પ્રજાનો કાબુ રાખવો. "

[નેશનલ લીબરલ ક્લબ. ૫–૩–૧૯૦૨].

" લીબરલ ટોળીના નિયમો કશા પણ નવીન પ્રકારના નથી, પણ તે જુના કાળના છે, જે હાલના નિયમોના જેવાજ સારા છે અને ત્રણસો વરસની વાત ઉપર જેવા નિયમો હતા તેવા હાલ પણ છે અને તે નિયમોજ એકલા એવા છે કે જેથી પ્રજામાં સુખ લાવી શકાય અને એક કોમની આબાદી અને ઉન્નતિ થઇ શકે. "

[સ્કીપટન, ૧૦–૧૨–૧૯૦૨].

" જો એમ બતાવવામાં આવે કે અમુક દેશની ગરીબાઇ, પછી તે નાણાં સંબંધી ગરીબાઇ, કે શરીરને લગતી ગરીબાઇ હોય. તે દેશના નાણા સંબંધી કે વેપાર ઉદ્યોગને લગતી સ્થિતિ સાથે સંબંધ ધરાવતી હોય તો તે અર્થશાસ્ત્રને લગતા નિયમો તથા જાહેર રાજનીતિથી

ઉલટું છે અને કોઈ પણ રાજ્ય તે અટકાવવાને વચ્ચે પડી શકે."

( ન્યુ પોરટ, તા. ૩૦-૧૧-૧૯૦૩. )

"લીબરલ રાજનીતિ શું છે? અમો છુટાપણાને માટે ખડા ઉભા છીયે. અમારી રાજનીતી તે છુટાપણાંની રાજનીતી છે. એક પ્રજાની જીંદગીની ઉપર અસર કરે એવી સઘળી ચીજોના સંબંધમાં છુટાપણું, જે છુટાપણું તે ધર્મના સંબંધી છુટાપણું અને વળી બધી કોમોને એકસરખી પંકતીએ ગણવાનું છુટાપણું........

( નોર્ઇચ, ૨૬-૧૦-૧૯૦૪. )

"બેશક જોતાં તેઓ ઘણીક ખામીઓ ધરાવે છે, પણ એ છતાં તેઓ એક સારો સદગુણ એવો છે કે જે નીખાલસપણુ પોતાના ભોળું, ભડભડયુ અને પ્રમાણીકપણું પોતાના આચારવીચાર તેમજ કૃત્યોમાં બતાવવામાં આવે છે તેને તે પસંદ કરે છે"

( નેશનલ લીબરલ કલબ, ૯-૬-૧૯૦૫. )

હવે હું કહીશ કે નીખાલસપણાં વીગેરેના સંબંધમાં ખરેખરા જોન બુલના સદગુણ ધરાવતો કોઇપણ માણસ હોય તો સર હેનરી કેંપબેલ બેનરમેન તેમાંનો એક છે.

"આપણા નીયમો—અને તેમાંનો એક નીયમ એ છે કે આખી કોમના સામાન્ય લાભોને માટે અંગત આસામીઓ, વર્ગો અને વી· ભાગોના લાભોનો ભોગ આપવો જોઇયે."

( પોર્ટસમાઉથ, ૧૬-૧૧-૧૯૦૫. )

"લોકો તરફથી ચલાવવામાં આવતા રાજ્યની બરોબર ગમે તેવું બીજું સારૂં રાજ્ય બરોબરી કરી શકે નહીં."

( ડારલીંગ, ૨૩-૧૧-૧૯૦૫. )

"બાનુઓ અને ગ્રહસ્થો, આટલું સુલેહના સંબંધમાં તથા નાણાં સંબંધી સ્થીતીના સંબંધમાં બસ થશે–કે જે બે અગત્યના લીબરલ નીયમો છે. પણ એ વીશે એક બીજો નીયમ પણ છે, જે સ્વરાજ્ય અને પ્રજાકીય કારોબાર છે; અને અમો તે નીયમ માન્ય કરીયે છીયે. જે નીયમ માન્ય કરવાનું એક દેશનો કારોબાર વધારે અસરકારક રીતે ચલાવવાની મતલબથી કે ઈન્સાફને ખાતર નહીં પણ એક બીજા નીયમના આધાર ઉપર છે કે જે લોકો આવા હકો ભોગવે છે તેઓની વરતણુક ઉપર તેથી ઘણી અસર કરે છે."

( આલબર્ટ હોલ, ૨૧–૧૨–૧૯૦૫ )

"સાહેબ, ઉપર જે સઘળી બાબતો વીષે મેં ઈશારો કર્યો છે તેમના સંબંધમાં આપણી નેમ શી હોવી જોઇએ. અને સીધે રસ્તે આપણે આગળ વધ્યા છીયે એવી ખાતરી મેળવવા કાજે કયા તારા ઉપર આપણે આપણી નજર ઠેરવી રાખવી જોઇએ? તે નેમ અને તે તારો એજ કે આપણે કોઇ ખાસ વર્ગ અથવા સુખ અને આબાદી કાજે નહીં પણ સમગ્ર રહી, મતને કાજે મથન કરવું જોઇએ. સ્વદેશાભીમાનને લાયકનું ખરૂં કામ તો તેજ છે, અને એજ પાયા ઉપર એક સંગીન શહેનશાહતની ઇમારત ચણવી જોઇએ છે."

( આલ્બર્ટ હોલ, ૧૫–૧૨–૧૯૦૫. )

"હું ખાતરીથી માનું છું કે નવી સરકાર જાહેરના ભલા માટેનાં અંતઃકરણ, જાહેરના હકો માટેની લાગણી અને જાહેરના ઇનસાફ માટેનો ચાહ ધરાવે છે. એવી લાગણીઓ ધરાવવાને લીધે તે ફતેહમંદ નીવડવીજ જોઇએ."

( લીવરપુલ, ૯–૧–૧૯૦૬. )

હાલની સરકાર કાયદાઓ ઘડવા અને રાજકારભાર ચલાવવામાં જુના લીબરલ નીયમોનો અમલ કરવાની કોશીશ કરશે કે જે નીયમો છુટાપણું, અને દીવાની તેમજ ધાર્મીક બાબતોમાં પ્રજાના સઘળા વર્ગોને એકસરખો ઇન્સાફ આપવાના નીયમો છે. તેમાં સ્થાનીક સ્વરાજ્યના નીયમનો સમાવેશ થઇ જાય છે, અને લોકો પોતાના લાભો સર્વથી ઉત્તમ રીતે જાળવી શકે એવો વીચાર તે સ્વીકારે છે, જ્યારે દેશમાં કોઇ એવા ચઢતા વર્ગો હોવા જોઇએ કે જેઓ પોતાના પાડોશીઓને તેમનું ભલું શામાં છે તે સમજાવી શકે એવો જુનો વીચાર તે તરછોડી કહાડે છે."

( સ્ટરલીંગબર્સ–કલરોસ, ૧૨–૧–૧૯૦૬.)

"હાલની સરકાર પોતાનાં કામોના સંબંધમાં જે રાજનીતી અને વગણુ અખત્યાર કરશે તેનો પાયો ઇન્સાફ અને છુટાપણાના, અને નહી કે ખાસ હક અથવા એકલા ઇજારાના ધારણ ઉપર રચાશે"

(ગ્લાસ્ગો, ૧૫–૧–૧૯૦૬.)

"અને ત્રીજું મારૂં મત એવુ છે કે જેમ નામદાર રાજાની સલતનતના બીજા દરેકે દરેક મુલક માટે તેમ આયરલેન્ડ માટે પણ સ્થાનીક સ્વરાજ્યનું ધારણ અનુસરતુ સર્વોત્તમ, સર્વેથી વધુ સલામત અને સર્વથી વધારે સુખરૂપ છે."

( પનવરનેસ, ૧૮–૧–૧૯૦૬.)

"અમો અમારા દેશને ચ્હાનારા અમારા રાજ્યબંધારણને ચાહનારા, અમારી ચાલતી આવેલી જાહેર દંતકથાઓને ચાહનારા અને ખુલ્લા દીલે કામ લેવાની રૂઢીને ચાહનારાઓ છીએ. ............... તે જુનો રાજદ્વારી જુસ્સો પાછો સજીવન થયલો જોઇને હું મગરૂર છું.

તેથી મને ખુશાલી ઉપજે છે અને મારા મન ઉપરનો બોજો ઉચકાઇ જાય છે......તે જુસ્સા ને લીધે લીબરલ પક્ષ નૈતીક બળ જેવો બળવંત થઇ શક્યો છે તે બળ માણસજાત ઉપર ભરોસો રાખીને ઇન્સાફ ટકાવવામાં મદદગાર થઇ શકે છે, અને તેમાંથી આપણી સામાન્ય જીંદગીની બહેતરી કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. ......તે જાહેર જીંદગીમાં આમેજ થઇ ગયલાં નુકસાનકારક મત, વીચાર બાંધવાની ખોટી ઢળણ અને જાહેર કામકાજો કરવામાં વપરાતી ખોટી નીતી સાથે મોટો બળવો જગાડે છે, અને પ્રજાના દીલ તથા અંતઃકરણને માટે તીરસ્કાર ઉપજાવે એવી હકુમત ભોગવવાની રૂઢીને વખોડી કહાડે છે.'

( નેશનલ લીબરલ કલબ, ૧૪–૨–૧૯૦૬. )

---

## રાઇટ ઓનરેબલ જોન મોરલીના જાહેર એકરારો.

---

"શહેનશાહી દોરનો જો તમો એવો અર્થ ઉઠાવતા હોવો કે દયા, ઇનશાનયત અને ઇન્સાફના ગુણોનો તેમાં સમાવેશ થઇ જાય છે તો બેશક તેને વળગી રહેજો; પણ બીજા હાથ ઉપર તેનો અર્થ જો એવો થતો હોય કે તેથી તમો સુધારા અને ઇન્શાનયતપણામાં તમારા ઉચા ધોરણ ઉપરથી ગબડતા જાવો તો તમારા ભલાને ખાતર તમો તેથી ચેતેલા રહેજો અને મજબુતીથી તેની સામા થજો.'

( સીડની, ૨૫–૫–૧૮૯૯. )

મી૦ ગ્લેડસ્ટન મરણ પામ્યો તે વેળાએ લોર્ડ સોલ્સબરીએ તેને એક મહાન ખ્રીસ્તી તરીકે ઓળખાવ્યો હતો તે ખરૂં છે, અને

તેમાં હું એટલો ઉમેરો કરીશ કે તે કાંઇ અમસથોજ મહાન પ્રોસ્ની ગણાતો નહીં હતો. હુ ધારૂં છું કે કવી વર્ડઝવર્થના આ શબ્દો વારંવાર તેણે પોતાના જીગરને પુછેલા હોવા જોઇએ કે " સચ્ચાઇ અને ન્યાયની વાતો કરવામાં રાજ્યો અને શહેનશાહતો જે ભપકાભરેલા શબ્દ વાપરે છે તે સાંભળતાં સાંભળતાં ધરતી અને આકાશ થાકી જઇ માંદાં પડી ગયાં છે. " પણ વહેવારૂ રાજપ્રકરણના સઘળા ધારાએ છતાં મી૦ ગલેડસ્ટનને તો પોતાના સ્વદેશીઓના મન અને અંત:કરણમ સચ્ચાઇ અને ઇન્સાફની પ્રેરણા પ્રફુલીત કરવાને પોતાથી બનતું સઘ કર્યું હતું ..... પણ હું ભાર મેલીને જણાવીશ કે મી૦ ગલેડસ્ટને પ્રજાઓને ખોટે રસ્તે ઉતરી પડતી નીહાળી તે વેળા કીનાના ફરેસ્ના હાથનો પ્રકાશ અને તેણે ઉગામેલી તરવારનો ઝમઝમાટ આકાર માં તેની નજરે પડયો હતો.

( મેનચેસ્તર–આવલુ ખુલ્લું મેલવાની ક્રીયા, ૧૦–૧૦–૧૯૦૬.

" જે અઘેર રાજકારભાર અને માઠાં પરીણામો આયરલેં આટલો લાંબો વખત સુધી સહ્યાં છે તે માટે ખુદ તેના વતનીઓ ની મરજી પુછ્યા વિના કાયદાઓ બાંધ્યા જવાની રાજનીતી જોખ દાર છે......આઇરીશ હકુમતના અવલોકન, આઇરીશ હકુમત અનુભવ અને આઇરીશ હકુમતની જોખમદારીને આધારે ગ્રહસ્થો, તમને બેધડક જણાવું છું કે તે એક નઠારી હકુમત છે. તે એવા પ્ર રની હકુમત છે કે જે પૃથ્વીની કોઇપણ પ્રજા સુલેહ ભરેલી રીતે સાં જવાનો વકી રાખી શકાય નહી. તે એક એવી હકુમત છે કે વખત આવવે અને તક મળવે પાંસરી બનાવવાને પ્રમાણીકપણે પણે મજબુત કોશેશ કરવી જોઇએ, અને જેમ આપણી પોત

હકુમતે ઘણીક ખરાબીઓ પાંસરી કરી દીધી છે તેમ તેના સંબંધમા પણ કરવું જોઇએ."

(મેનચેસ્ટર, ૧૨-૩-૧૦૨.)

હીંદના સંબંધમાં તેના આ શબ્દો કેટલા વધારે મજબુતીથી લાગુ પાડી શકાય તેમ છે!

"હું ધારૂં છુ કે આપણી હજુર કેપનાં સંસ્થાનનુ રાજ્યબંધારણ લઇ મેલવાની દરખાસ્ત લાવવામાં આવનાર છે—અથવા લાવવામાં આવે એ સંભવીત છે. તે વેળાએ આમની સભામાં કેવા દેખાવો થવા પામશે તેનો ખ્યાલ કરો. કેપના સંસ્થાનના પાર્લામેન્ટનાં ધારણ અનુસારનાં ખાતાંઓ કહાડી નાખવા માટે સામે વાળાની દરખાસ્ત મેલવામાં આવશે, તે વેળાએ આપણુ સર્વે એક પછી એક ઉભા થઇ સંસ્થાનોનાં સ્વરાજ્યના હકની હીમાયતમાં છટાદાર, જુસ્સાદાર અને દલીલોથી ભરપૂર ભાષણો કરીશુ. બીજે દીવસે મી. રેડમન્ડ આયર્લૅન્ડને એક યા બીજી સરતે સ્વરાજ્ય બક્ષવાની દરખાસ્ત સભા હજુર લાવશે. તે વેળાએ આપણે સઘળાઓ ઉભા થઇ નવા જ પ્રકારની તકરાર કરીશુ. સોમવારે જે દલીલોને રદીઓ આપી નહી શકાય એવી આપણે લેખી હતી તે મંગળવારે નામ લેવા લાયકની પણ આપણુને જણાતી નથી. સોમવારે જે સ્વરાજ્યના ભોગવટા માટેનો પવિત્ર મુદ્દો હતો તે મંગળવારે પોમળ પાંડીત્ય અને ઓઠું થઇ પડે છે. આવા હાસ્યજનક નાટકમાં હુ તો કશો ભાગ લેવાનું પસંદ કરતો નથી. બુરોને વફાદાર બનાવવા માટે સ્વરાજ્ય બક્ષવામાં આવનાર છે. આઇરીશોને તે નથી આપવાનું કારણ કે તેઓ બેવફા છે."

( એડીનબરો, ૭-૬-૧૯૦૨. )

હીંદ સાથે જે રીતનું વર્તન ચલાવવામાં આવે છે તેનું આ કરતાં સચ્ચાઇથી ભરપૂર બીજુ ચીત્ર મળી આવવું મુશ્કેલ છે.

" એક મહાન દેશના આપણ સર્વે શહેરીઓ—સામાન્ય શહેરીઓ છીએ; ઉમદા વિચાર આચારોનો આપણને વારસો મળેલો છે. આપણે માનીયે છીએ કે માણસની માફક કોશેશો કરતા રહેવાથી જ મનુષ્ય માત્રની ખીલવણી થશે- અને હું આશા રાખું છુ કે આપણ સઘળાઓ આપણા જુદા જુદા તબક્કાઓ, જમાનાઓ અને સંજોગો વચ્ચે ઠરાવ ભરેલી રીતે અને સ્વાર્થ રહીત રીતે તેમજ પક્કા નિશ્ચય અને સાદાઇથી તે માટેની કોશેશ કરતા રહી છેવટે યાદગાર ફતેહ મેળવવાને શક્તિમાન થઇશું. "

(નેશનલ લીબરલ ફેડરેશન–વાર્સીક સભા, ૧૩–૫–૧૯૦૪.)

" જ્યાં પણ જરૂર પડે ત્યાં છુટાપણાની હીમાયતે તે ઉભો રહેતો. "

÷ – – –

મજબુત, આગળ વધવાની, સુનેહભરી અને વિચારશીળ રાજ્યનીતિ ચલાવવાનો હું હીમાયતી છું. હું આશા રાખુ છું કે નવી સરકાર આ સિદ્ધાંત કબુલ રાખશે કે મોટા રાજ્યદ્વારી સવાલોમાં હીંમત બતાવવી તેજ ખરી સાદી સમજ છે અને આગળ વધવા માટેની ખરી હીલચાલ તે ઉપાડી લેશે એવી મને ઉમેદ છે.

+ + + +

ગઇ બેઠક વેળાએ આમની સભાના આખા લીબરલ પક્ષે મી૦ રેડમન્ડના આ સુધારાની હીંમત કીધી હતી કે આયરલેન્ડ માટેનું હાલનું રાજ્યબંધારણ આઇરીશ પ્રજાની મરજીની વિરૂદ્ધનું છે; તેથી

પોતાના સવાલોનો ફડચો કરાવવામાં તેમનો કશો અવાજ રહેતો નથી, તે અસાધારણ લખલુટ છે અને પ્રજાનો કોઇપણ ભાગ તે પ્રત્યે વિશ્વાસની નજરે જોતો નથી; તે સર્વત્ર બેદીલી અને બેચેની ફેલાવે છે અને લોકોમાં સાંપતીક અને નૈતિક વધારો સંતોષકારક રીતે કરતા રહેવા માટે તે નાલાયક પુરવાર થયું છે.

"ખચીતજ તમારે માટે જે પક્ષ જે મામલા માટે આવો સખ્ત ત્રખોડી કહાડનારો ઠરાવ સ્વીકાર્યો હતો તે પક્ષ તેમાં સુધારો કરવા માટેની રાજ્યનીતિ મુકરર કરવા વીના કેમ રહી શકે.........

હું તમોને આ વાતની યાદ આપીશ કે લીબરલ પક્ષના આગેવાન સર હેનરી કેમપબેલ બેનરમેન જેણે પોતાની ફરજને ઓસ્તવાર વળગી રહી પોતાની પક્ષને બચાવી લીધી હતી તેણે એજ સુધારા વિષે બોલતાં જણાવ્યું હતું કે.—

" આપણી રાજ્યનીતિ કેવા મૂળ નિયમ ઉપર રચાવી જોઇએ? આયરલેન્દને લગતા સ્થાનિક સવાલોનો પોતાની ઇચ્છાનુસાર નીકાલ લાવવાનો આઇરીશોને હક્ક છે. તે હક્ક તેમને આપવા માટે જે ઉપરાઉપરી પ્લાનો યોજવામાં આવ્યા તે તે દેશને સંતોષ આપવાને નિષ્ફળ નીવડ્યા છે; છતાં સ્વરાજ્યનો નીયમ જે ચુંટણીનું તત્વ આમેજ કરવાનો નિયમ છે અને જેને આયરલેન્ડના વહીવટમાં પ્રધાનપદ મળવું જોઇયે તે હજી અજમાવ્યા વીના રહ્યો છે."

( ફેરફાર, ૨૦-૧૦-૧૯૦૫. )

" એક રાજ્યદ્દારીની યોજનાઓ અને ડહાપણ ગમે એવા પ્રકારનાં હોય તો પણ તેણે એટલું તો સમજવું જોઇએ કે શહેનશાહી તુમાખને અનુસરતાં સઘળાં દમામદાર સાહસો ખાલી અને પોકળ,

ભુલાવો ખવાડનારાં અને ગુન્હામાં ફસાવનારાં નીવડે છે, સીવાય કે તે અજમાવતી વેળાએ ભુખમરા અને લાચારીની હદ ઉપર સબડતાં સ્ત્રી પુરૂષ અને બાળકોના મોટા સમુહની હાલત સુધારવાની નેમ રાખીને તે હાથ ધરવામાં આવ્યાં હોય. ”

( વાલથામસ્ટો, ૨૦-૧૧-૧૯૦૫. )

---

## રાઇટ ઓનરેબલ એચ. એચ. એસ્કવીથના એકરારો.

---

“ લીબરલ પક્ષ હમેશની માફક ચલાવી નહી શકાય એવા હકો અને અસમાન કાયદાઓના શત્રુ તરીકેજ ઉભેલો રહેશે...... લીબરલ પક્ષનો અંદરખાનેનો જુસ્સો મજબુત અને સજીવન છે તે હમેશના જેવોજ મજબુત અને સજીવન રહેલો છે—અને બ્રીટીશ રૈયતના વિચારો અને અભિલાષાઓ ઘડવામાં તે પોતાનો છાપ પાડયા વિના રહેનાર નથી. ”

( ફીલબારનોક, ૫-૧૦-૧૮૯૭. )

“ આ દેશમાં કોઇપણ એવો આસામી-ખચીત--કોઇપણ એવો બ્રીટીશ લીબરલ નહી હશે કે જે દીવાની અને રાજ્યદ્વારી હકો એક સુધરેલી પ્રજાનાં જરૂર જોગાં ભૂષણરૂપ ગણાય છે તે પોતાના હમ વતનીઓના એક ભાગને ભોગવવા દેવાની ના પાડે એવા રાજ્ય-બંધારણ માટે સંતોષ લેશે. ”

( લેવન, તા૦ ૧-૯-૧૮૯૯. )

“આપણે પોતાને લીબરલો તરીકે ઓળખાવીએ છીએ. તે નામ ધરાવવા માટે આપણે મગરૂર છીએ. ગમે એવા હરીફો સાથે તે નામ

નુ શ્રેષ્ટપણું જાળવવાને આપણે તૈયાર છીએ. પણ આપણી પોતાની સ્થિતિ કેવી છે ? લીબરલ પક્ષ અને લીબરલ વિચારના અર્થરૂપે ભુતકાળમાં આપણે શું કર્યું છે. હું ધારૂં છું કે હું એમ કહી શકીશ અને તેમ કહેવામાં તમો મારી સાથે એકમત થશો કે ચાલુ સદીનાં પહેલાં સાઠથી સીતેર વરસ લીબરલ પક્ષે છુટાપણાના ઝુંડા-મીશન નો ફેલાવો કરવામાં ગાળ્યાં છે. અંતઃકરણને દુભાવનાર અને બાહોશનો રસ્તો બંધ કરનાર ધાર્મીક અટકાયતો સામે તેણે લડત ચલાવી હતી...પણ એ બંને કરતાં પણ વધારે અગત્યનું એ કે તે વેળાના લીબરલ સિદ્ધાંતોએ રાજ્યદ્વારી બખેડાના વટોળ્યાની અસર હેઠળ નહી આવેલી એવી એક પ્રજા માટે પ્રજાકીય સરકારનો પાયો નાખ્યો હતો...આ દેશના કીનારાની બહાર બ્રીટીશ શહેનશાહત (ગ્રેટ-બ્રીટન)ના બીજા ભાગો તરફ આપણે નજર પોહોંચાડીશું તો હું ધારૂં છું કે ત્યાં પણ ઉભા થતા નવા સવાલોને આપણા જુના નિયમો લાગુ પાડવાનો રસ્તો એકસરખો ખુલ્લો થયલો નજરે આવશે. બ્રીટીશ શહેનશાહત માટે આપણે મગરૂર છીએ. તેના સંબંધમાં રાજ્યના એક કે બીજા પક્ષ વચ્ચે તફાવત જેવું કશું નથી. પણ એક શહેનશાહતની જોખમદારીઓને પહોંચી વળવા માટે જે વળણ આપણે અખત્યાર કરીયે તેને અનુસરીને શહેનશાહત એક આશીર્વાદ કે કાંતો એક શ્રાપ સમાન નીવડે છે.......

શહેનશાહતનો લીબરલો જે અર્થ ઉઠાવે છે તે પ્રમાણે તેનો આ કરતાં વધારે વીશાળ અને વધારે ઉંચો અર્થ ઉઠાવવો જોઇએ, હું મારી પોતાની તરફથી તેમજ તમારી તરફથી પણ આમ કહી શકીશ કે આપણુ લીબરલોના અભીપ્રાય પ્રમાણે એક શહેનશાહતની

કાયમી અથવા પડતીની બે કસોટીઓ છે. આપણે પ્રથમ સવાલ એ ઉઠાવીયે છીએ કે તેને લીધે તેને તાબેના તમામ મુલકોમાં માત્ર વ્યવહારીક જીંદગીમાંજ નહી પણ સુધારા અને ઇનશાનીયતની સઘળી શાખાઓમાં ઉંચું ધોરણ જાળવવામાં આવે છે કે નહી, તેનો પાયો વધારે ઉંડો નાખવામાં આવ્યો છે કે નહી, અને તેના રક્ષણ માટે વધારે ચોકસ ગોઠવણો થવા પામી છે કે નહી? આપણે બીજો સવાલ એ ઉઠાવીએ છીએ કે તેમાં જે એકસંપી જોવામાં આવે છે તે જબરીથી તાબે કીધેલી પ્રજાઓના પ્રતાપે છે કે પોતાની મરજી માફક ચાલવાનું છુટાપણું ભોગવતી રૈયતના અંતઃકરણના અને ખુશીના જોડાણનું ફળ છે. તેની શ્રેષ્ટતાનો આધાર અમુક જાત કે વર્ગના અકુદરતી અને કૃત્રીમ વડપણ ઉપર છે કે છુટાપણું અને એકસરખા હકો ભોગવતી પ્રજાઓની વહાલભરી વફાદારી ઉપર છે."

(એડીનબરો, ૧૦-૧-૧૯૦૦.)

હું અહીં થોડો વખત અટકું છું. ગયા સૈકાના ત્રીજા દાહેકામાં લીબરલ રાજદ્વારીઓએ જે કીર્તીભરેલું કામ બજાવ્યું હતું તેમાં ભાગ પડાવવાને અમે હીંદીઓ ભાગ્યશાળી થયા હતા. સને ૧૮૩૩ના કાયદા વડે અમને છુટાપણું પણ મળ્યું હતું. તે વખતે આ કામ કેવું કીર્તીભરેલું તથા ખરી રીતે ઉમદા અને ઉદાર હતું! હું તે વીષય ઉપર અત્યાર પહેલાં બોલી ગયો છું. તે કાયદો જો માનભરેલી રીતે વફાદારીથી, તથા ખરાં અંતઃકરણથી અમલમાં મુકવામાં આવ્યો હોત તો આ વખત પહેલાં બ્રીટીશ શહેનશાહત કેવી કીર્તીમાન થઇ હોત, તથા ઉપર જણાવેલી બે કસોટી કેવી સંપુર્ણ તથા ઉમદા રીતે થઈ શકી હોત! હાલ પાછી મહા લીબરલ સત્તા સજીવન થવા પામી છે, તો

આગલા વખતમાં ફરજ નહીં બજાવવાથી, ઇન્સાફની તથા દયાની નજરથી તેમજ માનભરી રીતે કામ કરવામાં આવેલુ હોવાથી, થયલુ નુકશાન ભરપાઈ કરવાની આ કીમતી તક છે.

" છુટાપણું તથા ઇન્સાફ શહેનશાહતની રાજનીતી તથા તેની બાહેરની ગોઠવણીની કસોટી છે ..આજ રીતો વડે શહેનશાહત ભવીષ્યમાં કીરતી મેળવવાની આશા રાખી શકે."

( ઓક્સફર્ડ તા૦ ૨૪–૨–૧૯૦૦. )

" અશાંતી તથા બીનવફાદારી માટે સૌઉથી સરસ ઇલાજ તેઓને છુટાપણું આપવાનો હતો."

## રાઇટ ઓનરેબલ આર. બી. હેલ્ડેનના વિચારો.

---

" પોતાના વીચારોને જે વધારે બંધબેસતું લાગતું હોય તે રીતે આયરીશ લોકો ઉપર હકુમત ચલાવવાની કોશેશ કરવી એ તેઓની ફરજ છે...તેઓએ કબુલ કર્યું છે કે માન અને રાજનીતીના દરેક આભારની રૂઇયે તેઓની ફરજ છે કે તેઓએ આયરલેન્ડનો રાજકારભાર તે દેશના લોકોના મન પ્રમાણે ચલાવવાની કોશેશ કરવી જોઇયે અને પ્રત્યેક કોશેશથી આ દેશના લોકોને તેઓની પોતાની વસ્તુ ઉપર તેઓને પોતાનો અમલ ચલાવવા મળશે એવા વાજબી વીચાર તેઓમાં દાખલ કરવા જોઇયે "

(નોર્થ બરવીક, ૨૩–૧–૧૯૦૬.)

હવે આ વીચારો અને નીયમો વધુ જોરથી હીંદને લાગુ પડે છે, જેને અંગ્રેજ લોક સ્વરાજ્ય આપવાને બંધાયલા છે. બ્રીટીશ શહેરીઓ તરીકેના જન્મથી મળેલા હકથીજ માત્ર નહી પણ ઇશ્વર અને દુનિયા

સમક્ષ ઘણી વખતે આપેલી ઘણીજ ગંભીર કબુલાતોની રૂએ તેઓ (અગ્રેજ લોકો) ફરજથી બંધાયલા છે.

પરદેશ નાણું ઘસડાઇ જવાના ખાસ સંજોગોને લીધે, ઉપલ સઘળા વીચારો હીંદને મજબુતીથી લાગુ પડે છે. આવા સંજોગોથી હીંદને નુકશાન થયા વગર રહેજ નહી.

---

## પુરવણી ૨.

---

૧૯૦૫ ના જુન માસમાં આવકજાવકના અડસટા ઉપર ભાષણ કરતાં મોં૦ બ્રાડરીકે જણાવ્યું હતું કે, ઇંગ્લંડમાંથી હીંદુસ્તાન ખાતે ગએ વરસે ચાર કરોડ પાઉંડનો માલ નીકાસ કરવામાં આવ્યો હતો, જે નીકાસ ઓસ્ત્રેલીયા, કેનેડા અને કેપ કોલોની ખાતે ઇંગ્લંડ ખાતેથી કરવામાં આવેલી સંયુક્ત નીકાસ જેટલી હતી. જણાવવામાં આવેલી આ બીના ખોટે માર્ગે દોરનારી હતી. સત્ય બાબત નીચે મુજબ છે.

બ્રીટીશ અને આયરીશ બનાવટનો માલ એ ચારે દેશમાં કેટલા પ્રમાણમાં નીકાશ કરવામાં આવે છે તેનો ક્યાસ કરવો હોય તો જાણવાનું ઓસ્ત્રેલીયાની વસ્તી (૧૯૦૩) ૩૯૩૧૨૭૪ ની હતી, અને ૧૯૦૪ ની સાલમાં ૧૭૩૩૬૬૪૦ પાઉંડનો માલ ઓસ્ત્રેલીયા ખાતે નીકાશ કરવામાં આવ્યો હતો, જેથી દર માણુસ દીઠ અઠયાસી શીલીંગ ને બે પેનસ આવ્યા હતા. કેનેડાની વસ્તી (૧૯૦૩) ૫૭૫૩૦૩૯ ની હતી અને ૧૯૦૪ ની સાલમાં ૧૦૬૨૪૨૨૧ પાઉંડનો માલ કેનેડા ખાતે નીકાસ કરવામાં આવ્યો હતો જે દર માણુસ દીઠ લગભગ સાડત્રીસ શીલીંગ આવ્યા હતા. ૧૯૦૪ ની સાલમાં કેપ-ઓફ-ગુડ

હોપની વસ્તી ૨૪૦૯૮૦૪ ની હતી અને એ વરસમાં કેપ-ઓફ-ગુડ હોપ ખાતે ૧૨૦૪૮૭૭૮ પાઉંડનો માલ નીકાસ કરવામા આવ્યો હતો જેથી દર માણસ દીઠ ૧૦૦ શીલીંગ આવ્યા હતા.

હીંદુસ્તાનમાં બ્રીટીશ અને આયરીશ બનાવટનો માલ કેટલો આવ્યો કે તે આપણે હવે તપાસીયે. હીંદુસ્તાનની વસ્તી (૧૯૦૩ ની સાલના આંકડા મુજબ) લગભગ ત્રીસ કરોડની હતી અને હીંદુસ્તાન ખાતે ચાર કરોડ ૭ લાખ એકતાલીસ હજાર બસો ગીતોતેર પાઉંડનો માલ નીકાશ કરવામાં આવ્યો હતો, જેથી દર માણસ દીઠ બ શીલીંગ આઠ પેનસ આવ્યા હતા. આ વાત ધ્યાનમાં લેવી જોઈયે કે હીંદુસ્તાન ખાતેની આ નીકાસમાં સરહદની બીજી બાજુના દેશમાંથી જમીન માર્ગે આવેલા માલનો પણ સમાવેશ થાય છે, યુરોપીયનો અને સારી સ્થીતીના થોડા હીંદીઓએ પોતાને માટે મંગાવેલા માલ બાદ કરતાં હીંદી પ્રજાના મોટા ભાગમાં દર માણસ દીઠ ભાગે બ શીલીંગ આવે આ મોટો ભાગ, લોર્ડ મેકેનસના કહેવા મુજબ, "નજીવી આજીવીકા" ઉપર ગુજરાન ચલાવે છે કદાચ લાખો માણસો બ્રીટીશ બનાવટના માલના દેદારનાં દર્શન કરવા પણ નહી પામતા હોય

આથી ઇંગ્લંડના વેપારને, આબાદીને અને ઉદ્યોગોને કેટલો અસાધારણ ધોકો પહોંચે છે. સંસ્થાનોની માફક હીંદુસ્તાનને પ્રમાણીકપણે સ્વરાજ્ય આપવામાં આવ્યું હોત, અને ૩૭ ૮૮ અને ૧૦૦ શીલીંગની વાત બાજુએ મુકતાં માત્ર ૨૦ શીલીંગનો માલ દર માણસ વાપરવા શકતીવાન થયો હોત તો પણ, ઇંગ્લંડ ખાતેથી હીંદુસ્તાન ખાતે ૧૯૦૪ ની સાલમાં ઓછામાં ઓછો ચાર કરોડ પાઉંડને બદલે સાડાસાત વખત ચાર કરોડનો માલ એટલે કે ત્રીસ કરોડનો માલ નીકાશ કરવામાં આવ્યો હોત. એટલે ૧૯૦૪ ની સાલમાં આખી દુનયાને જે માલ ઇંગ્લંડ ખાતેથી રવાના કરવામાં આવ્યો હતો તે માલ ફકત હીંદુસ્તાન એકલુજ મંગાવત. ઇંગ્લંડની ૧૯૦૪ ના વર-

સની જુમલે નીકાશ ૩૦૦૭૧૧૦૪૦ પાઉંડની હતી. આથી ઇંગ્લંડના વેપારને, ઉદ્યોગને અને સંપતીને કેટલો મહાન ફાયદો થયો હોત! હીંદુસ્તાનને જો સ્વરાજ્ય મળ્યું હોત તો આ મહાન પરીણામ ઉદ્ભવવા પામ્યુ હોત અને જે વખતે હીંદુસ્તાન સ્વરાજ્ય ભોગવતો દેશ થશે તે વખતે આ મહાન પરીણામ આવ્યા વગર રહેશે નહી.

## નાણાં સબંધી હાલત.

નાણાંની બાબત ધ્યાનમા લેતાં, સ્વરાજ્ય નીચે હીંદીઓને કુદરતી રીતે, હાલમાં યુરોપીયનોને જે ધોરણસર પગાર મળે છે તે કરતાં ઓછા પ્રમાણમા પગાર મળશે. આ ઉપરાંત જેવી રીતે ઇંગ્લંડમાં છે તે પ્રમાણે, જે મેહેસુલ કરોથી ઉઘરાવવામા આવશે તે, પ્રજાને-કર ભરનારાઓને સેંકડો જુદે જુદે માર્ગે પાછી મળશે.

ઇંગ્લંડની પ્રજા હાલમાં દર વરસે દર માણસ દીઠ મહેસુલ માટે સડસઠ શીલીંગ આપે છે, જ્યારે હાલના કરતા અસહ્ય બોજા નીચે ગરીબ હીંદી પ્રજા મહામુસીબતે ૭ શીલીંગ ૭ પેનસ આપી શકે છે. સ્વરાજ્યથી આબાદ થતી સંપતીને લીધે (ઇંગ્લંડના લોકો ની માફક સડસઠ શીલીંગને બદલે ) માત્ર વીસ શીલીંગ આપવાને તે શક્તીમાન થાય તોપણ, બ્રીટીશ હીંદની કેવી મહાન મહેસુલ થાય-હાલના સાત કરોડ એંશી લાખ પાઉંડને બદલે ચોવીસ કરોડ પાઉંડની થાય. વેપારના છુટાપણાના આધારે હીંદુસ્તાનની સ્વરાજ્યથી આબાદ થતી જતી ત્રીસ કરોડની પ્રજા અને ઇંગ્લંડ વચ્ચે કેવો જંગી વેપાર ચાલે! હીંદુસ્તાનની જો આટલી મહેસુલ થાય તો, તે પોતાની સઘળી જરૂરીઆતો સંપુર્ણ રીતે મેળવી શકશે.

# હિન્દના દાદાનો સંદેશો.

## [ હિન્દના ભવિષ્યની આશાઓ ].

પોતાની વર્ષગાંઠ પ્રસગે મુબારકબાદી આપનારાઓનો આભાર માનવાને, મી. દાદાભાઇ નવરોજજીએ ગયે વર્ષે એક જાહેર પત્ર લખ્યો હતો; એ આપણા દાદાનો આપણને મળેલો છેલ્લો સંદેશો છે અને તે ઘણો બોધદાયક હોવાથી અત્રે રજુ કરવામાં આવે છે.

ગઈ તા. ૪ ના રોજ મારી ૮૮ મી વર્ષગાંઠ પ્રસંગે હિન્દ, ઇગ્લંડ અને દક્ષિણ આફ્રિકા ખાતેના મારા જે મિત્રોએ મને મુબારકબાદી આપીને મારે માટે શુભેચ્છાઓ પ્રદર્શિત કરી છે, તેઓનો હું ખરા અતઃકરણથી આભાર માનુ છું.

મી. હ્યુમના સ્વર્ગવાસથી મને ઘણો ખેદ થયો છે. ખરેખર તે હિન્દનો એક સાચો મિત્ર અને હિતચિંતક હતો. હિન્દી પ્રજાપર તેણે જે ઉપકારો કર્યા છે, તે કદી ભૂલી શકાય તેમ નથી.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક મહાન અને યાદગાર બનાવ બન્યો છે—આપણા નામદાર શહેનશાહે આ દેશમાં

જાતે પધારીને રાજ્યાભિષેકનો પ્રસંગ ઉજવ્યો હતો—અને તે હિન્દી પ્રજાને ઘણો આશાજનક અને સંતોષકારક નિવડયો છે.

આ મહાભારત બનાવનાં ફળો માટે હિન્દીવાનો ભવિષ્યમાં કેવી વકી રાખી શકે તે માટે આપણે શાંત મગજે વિચાર કરવો જોઈએ.

હિન્દની પ્રજાની આબાદી માટે ઘણા પ્રસંગો ઉપર આપણા નામદાર શહેનશાહે લાગણીભરેલા શબ્દોમાં પોતાની ઈચ્છા દર્શાવી છે એ બાબત તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેમાના થોડાક ફકરા સારરૂપે અહીં રજુ કરૂ છુ:—

" અમે ખરા અંતઃકરણથી ઈશ્વરની પ્રાર્થના કરીએ છીએ કે હિન્દી સામ્રાજ્યની પ્રજાપર સુલેહ, શાંતિ અને આબાદીની તે બક્ષિસ કરતો રહે."

" છ વર્ષ પૂર્વે મેં આ દેશની પ્રજાને એક દિલસોજીનો સદેશો ઈંગ્લડથી રવાના કર્યો હતો. અને આજે આ દેશમાં જાતે હાજર થઈને હું જાહેર કરૂં છુ કે હિન્દી પ્રજાએ આશાવાદી થવું. દેશમાં સર્વ દિશાએ જાગ્રતિ અને નવજીવનનો પ્રસાર થએલો હું જોઉ છુ."

" પૃથ્વીપરના બ્રિટીશ સામ્રાજ્યના બીજા ભાગોના લાખો મનુષ્યની માફક હિન્દની પ્રજાનું કલ્યાણ કરવાની લાગણી મારા દિલમાં હમેશાં તાજી રહેશે. * * * તેઓનું કલ્યાણ કરવાની અને તેમને આબાદી અને શાંતિનું સુખ મેળવી આપવાની સઘળી કોશીશોમાં મને તેમજ

મારા વાલી વારસોને તે મહા પ્રભુ હમેશાં સહાયભૂત રહે એવી મારી અંતરની ઇચ્છા છે. ”

ઉપલા શબ્દોથી સ્પષ્ટ જણાય છે કે આપણા નામદાર શહેનશાહને પોતાના મહારાજ્યની અન્ય પ્રજાઓની માફકજ આપણા દેશની પ્રજાના કલ્યાણ અને આબાદી માટે ઘણી તીવ્ર ઇચ્છા છે. એ વાત તો સત્યજ છે કે બીજાં સંસ્થાનોની પ્રજાનું કલ્યાણ કરવા માટે તે નામદારને જેટલી કાળજી છે તેટલીજ કાળજી આપણને પણ આબાદી અને શાંતિનું સુખ આપવા માટે તેઓને છે. હવે સવાલ માત્ર એટલોજ કે તે નામદારની ઇચ્છા શી રીતે પાર પાડી શકાય. આપણા સદભાગ્યે એ સવાલનો સંતોષકારક જવાબ આપવાને આપણી પાસે સગીન પુરાવો છે. અને તે એ કે મૈસુર રાજ્યની ફરીથી સ્થાપના થઇ છે અને મરહુમ ભલાં મહારાણીની શુભેચ્છાઓને અનુસરીને લોર્ડ સોલ્સબરી અને લોર્ડ ઇડિસ્લેની રાજનીતિ અને બ્રિટીશ નામને યશ મળ્યો છે.

ઈ. સ. ૧૮૯૬ ની તા. ૨૧ માર્ચના રોજ લોર્ડ વેલ્બીવાળા બાદશાહી કમીશન ઉપર મે લખેલા પત્રમાંના કેટલાક ફકરાઓ હું ટાંકી બતાવું છું જે ઉપરથી ખુલ્લું જણાશે કે મૈસુરની પ્રજાને સ્વરાજ્ય મળવાથી મૈસુર આબાદ થયુ છે અને તે મુજબ નામદાર શહેનશાહની ઇચ્છાનુસાર શહેનશાહતના બીજા ભાગો પણ આબાદ થશે.

લોર્ડ વેલ્બીવાળા બાદશાહી કમીશન ઉપર લખેલા પત્રમાં મેં નીચે મુજબ જણાવ્યું હતું:—

"કમીશન સન્મુખ આ બીના રજુ કરવાને મને ઘણો આનંદ થાય છે કે બે પ્રખ્યાત રાજદ્વારીઓએ આ સવાલ ઉપાડી લીધેલો હતો અને તેનુ શુભ પરિણામ એ આવ્યું હતું કે મૈસુરનું રાજ્ય તેના દેશી રાજકર્તાને સ્વાધીન કરનારો લોર્ડ ઇડસ્લેનો અને ૧૮૬૭ ની ૧૬ એપ્રીલનો યાદગાર ઢંઢેરો બહાર પડયો હતો (જો કે સત્તાવાળાઓ પુરાં ૩૬ વર્ષથી આ કાર્યને માટે સખ્ત વિરૂદ્ધતા દર્શાવતા હતા). + + + + + + + +

ઈ. સ. ૧૮૬૭ થી ૧૮૮૧ સુધીમાં બ્રિટીશ અમલદારોએ મૈસુરમાં બજાવેલાં ભલાં કામોનું વર્ણન કરવું આવશ્યક નથી. મૈસુરના મરહુમ મહારાજાએ ૧૮૮૧ થી ૧૮૯૪ સુધી પોતાના મરણ સુધીમાં બજાવેલા કામો વિષે થોડુક જણાવવાની જરૂર છે. અને તે વખતના ત્યાંના દીવાને પ્રતિનિધિ મંડળના રૂબરૂ તા. ૧ અકટોબર ૧૮૯૫ ના રોજ મહારાજાના ૧૪ વર્ષના અમલ દરમ્યાનની સ્થિતિનુ કરેલું વર્ણન તેનાજ શબ્દોમાં હું આપની સમક્ષ રજુ કરીશ. મહારાજાને રાજ્ય ચલાવવાની સત્તા તા. ૨૫ માર્ચ ૧૮૮૧ ના રોજ મળી હતી. જે પૂર્વે રાજમાં એક ભયંકર દુકાળ પડયો હતો જેથી રૈયતનો પાંચમો ભાગ નાશ પામ્યો હતો. અને રાજને માથે બ્રિટીશ સરકારનુ ૮૦

લાખ રૂપિયાનું દેવું થયુ હતું રાજ્યની જરૂરી હાજતા પુરી ન થઈ શકે તેવી નાણા સબધી સ્થીતિ હતી. આ પ્રસગે રાજ્યની શરૂઆત થઈ હતી. * * * * આવક કરતાં ૩૦½ લાખનું દેવુ થયું હતું અને વાર્ષિક ખર્ચ કરતાં વાર્ષિક આવક ૧¼ સવા લાખ રૂપીયા કમતી હતી અને ૧૮૮૦–૮૧ ની સાથે સરખાવતાં ૧૮૯૪–૯૫ ની મહેસુલ રૂપીયા એક કરોડ ત્રણ લાખ પરથી વધીને એક કરોડ સાડી એંશી લાખ રૂપીયા થઈ હતી. અથવા બીજા શબ્દોમાં કહીયે તો ૭૫.૨૪ ટકાનો વધારો થયો હતો. અને રાજ્યના સુધારાવધારા માટે છુટે હાથે નાણાં ખર્ચ્યા પછી પણ સને ૧૮૯૪–૯૫ માં રૂપીયા એક કરોડ અને છોતેર લાખની પુજી રહી હતી. જ્યારે રાજાને રાજ કરવાની સત્તા મળી ત્યારે પોણી એકત્રીસ લાખનું દેવું હતું.

ઉપર જણાવ્યા પ્રમાણેની નાણાં સંબધી સ્થિતિની સાથે ૧૮૮૧–૯૧ નાં દશ વર્ષ દરમ્યાન વસ્તીમાં પણ ૧૮.૩૪ ટકાનો વધારો થયો હતો. અને તે પછીનાં ચાર વર્ષમાં તો વસ્તીનું પ્રમાણ તેથી પણ ઘણું વધી ગયુ હતું અને છેલ્લાં ચૌદ વર્ષ દરમ્યાન મરણ પ્રમાણમાં ૬.૭ ઘટાડો થયો હતો.

**વળી સર્વથી અગત્યની બીના તો એ છે કે નાણાં સંબંધી સ્થિતિમાં જે મોટો ફેરફાર થઇ ગયો તે કાંઇ વધુ કર નાખવાથી થયો નહોતો—એક દેશી રાજ્ય કેવી ઉત્તમ રીતે ચલાવાય છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે.**

આથી મારા આ પત્રમાં હું જે જણાવવા માગું છું, તેનો સાર એ છે કે સ્વરાજ્યથી આપણા શહેનશાહની હિન્દી પ્રજાને આબાદી અને શાંતિ સુખ આપવાની ભલી ઇચ્છાઓ કેવી રીતે પરિપુર્ણ થઈ શકશે.

હું ભાર મુકીને જણાવું છું કે સ્વરાજ્યનો આજ ઉપાય બીજા બધા સવાલો જેવા કે રાજકીય, સાંસારિક, વ્યાપારી, ઔદ્યોગિક, ખેતી વિષયક, કેળવણીના સંબંધના—તે બધાને માટે ઉત્તમ ઇલાજ છે. કારણ તે બધાનો આધાર આબાદી ઉપર રહેલો છે.

મેસુરને માથે પણ તેની સંપત્તિ તેના પોતાનાજ કલ્યાણ માટે નહિ પણ સમગ્ર હિન્દના ભલા માટે વાપરવાની ભારે જોખમદારી રહેલી છે.

ઉપર પ્રમાણે કહ્યા પછી ૧૮૯૬માં બાદશાહી કમીશનને મેં પત્ર લખ્યે આજે ૧૬ વર્ષ થઈ ગયાં છે તે દરમ્યાન ઘણા બનાવો બની ગયા છે અને તેનું શુભ પરિણામ એ આવ્યુ છે કે ખુદ રાજા રાણીએ આ દેશમાં જાતે હાજર થઇને રાજ્યાભિષેકની ક્રિયા કરીને આપણને આશા આપી છે. અને હું આશા રાખું છું કે બળવાન બ્રિટીશ સામ્રાજ્યનાં બીજાં સ્વરાજ્ય ભોગવતાં, સ્વતંત્ર અને આબાદ સંસ્થાનોની માફક હિન્દના ઉપર પણ તેનો કીર્તિમાન વાવટો ફરકવાને ઘણો વખત નહિ લાગે. અને સાર્વભૌમ બ્રિટનની છત્ર છાયા નીચે તે દિવસ જોવા માટે આપણે ઘણા મગરૂર થઈશું."

વેસાવા, તા. ૬ સપ્ટેમ્બર ૧૯૧૩. **દાદાભાઇ નવરોજજી**

